# ખંભાતનો ખૂની.

લખનાર,

એક અભ્યાસક.

પ્રકાશક,

મહાદેવ રામચંદ્ર જાગુટે,

બુકસેલર ત્રણ દરવાજા અમદાવાદ.

આવૃત્તિ ત્રીજી પ્રત ૨૦૦૦



અમદાવાદ.

ધી રાજનગર ટાઇપફાઉન્ડરી પ્રીન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૬૩.  ઇ૦ સ૦ ૧૯૦૭

# ખંભાતનો ખૂની.

લખનાર,

એક અભ્યાસક.

પ્રકાશક,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર ત્રણ દરવાજા અમદાવાદ.

આવૃત્તિ ત્રીજી પ્રત ૨૦૦૦



અમદાવાદ.

ધી રાજનગર ટાઇપફાઉન્ડરી પ્રીન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૬૩. ઇ૦ સ૦ ૧૯૦૭

# પ્રસ્તાવના.

આવૃત્તિ બીજી.

સુજ્ઞ વાંચક વૃન્દ,

આ વાર્તાની નકલ ઘણા થોડા વખતમાં ખપી ગઇ હતી ને તેની બીજી આવૃત્તિ કઢાવવાને વારંવાર જન સમુદાય તરફથી માગણીયો થતી હતી પણ અવકાશના અભાવને લીધે તે તરફ ધ્યાન અપાતું નહોતું. આખરે અમદાવાદના પ્રખ્યાત બુકસેલર અને પબ્લીશર રાજેશ્રી મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે તરફથી તે કામ માથે લઇ છપાવી તૈયાર કરવાની માગણી થવાથી આ પુસ્તક વાંચક વૃન્દના હસ્તકમળમાં મુકી શકાય છે. લોકોની વૃત્તિને અનુસારે પ્રજાની માનસીક અને નૈતિક કેળવણીમાં જ્ઞાન ને ગમ્મત સાથે ક્યાં પુસ્તકો વૃદ્ધિ કરી શકે છે તે જાણી તદનુસાર પુસ્તકો પ્રકાશવાને જે સજ્જન મદદ કરે છે તેને ધન્યવાદ આપતાં લેખીની ને વીશમાય છે.

તા. ૭ ડીસેમ્બર. ૧૯૦૩.
અમદાવાદ.

લી.
અભ્યાસક.

## પ્રથમાવૃત્તિ.

# પ્રાસ્તાવિક સૂચન.

મ્હારામાં ન્હાનપણમાં એક મ્હોટો દોષ હતો, અને તે એ હતો કે, મ્હને વાતો સાંભળવી ઘણીજ ગમતી. ભાટ, ચારણ અને ભવૈયા તથા માણભટ્ટ, ખેડુતો અને બત્રીસીની ઝુમમાં ડોલતા વૃદ્ધ પટેલિયાઓનો સહવાસ શહેરમાં રહેનાર માણસોને ઘણો જવલ્લે થાય છે. ગામડાની એક ખુબી એ છે કે, કુદરતની સ્વાભાવિક નિર્મળતા ત્યાં વધારે જોવામાં આવે છે; ઝાડપાડ, ખેતરો, ડુંગર, ન્હાનાં મ્હોટાં જંગલો, અને વિવિધ પ્રકારનાં વન્ય પશુ પક્ષિઓનોનો મેળાપ ત્યાં વધારે થાય છે. એટલુંજ નહિ પરંતુ સરળ હૃદયોવાળાં મનુષ્યો પણ ત્યાંજ વધારે જોવામાં આવે છે. એટલું કબુલ કરવું પડશે કે બુદ્ધિશાળી અને વિદ્વાન સાક્ષર પંડિતો અથવા કવિ લેખકો ત્યાં મળી આવતા નથી; પરંતુ કવિતાને જન્મ આપતી નૈસર્ગિક બાલકતાવાળી કુદરતજ ત્યાં કાવ્યમય છે. કવિના કોમળ સ્વરની ત્યાં કુદરતી કવિકોકિલજ ગાનસુધા રેલાવે છે. અને ગામડામાં પણ શહેરની પેઠેજ એક ઓર પ્રકારની મહત્તા-સુનવીનતા રહેલી છે તેથી ગામડામાંજ ઉછરેલા બાળક તરીકે મ્હારા મનનું વલણ કદાચ સાગળ જૈનીની જનકથાઓ—જેમના રસની ખુબીની કિંમત આજે શહેરોમાં થઇ શકે તેમ છે જ નહિં. ત્હેમની તરફ થાય તો તે દોષ માફ કરવા જેવો જ જણાયા વિના રહેશે નહિ. અમારે ત્યાં એક આકુન્જી ( ફારશીના શિક્ષકો આકુન્જી કહેવાતા તે ) ઘણીવાર આવતા; ગરીબ છતાં તેમના હૃદયભાવની ઉદારતા અને મુસલમાન છતાં મ્હારા પ્રત્યેની તેમની પ્રેમાળતાનું વર્ણન અહિં કરવા વિચાર પણ નથી તેમ મ્હારાથી બની શકે એમ પણ નથી તેમની સાથેજ હમેશાં હું ફરવા જતો; અને પછી અને સાથેજ ચોરામાં જતા. ગામડાંમાંના ચોરા શહેરોની કલબો તથા લાયબ્રેરીઓનું કામ સારે છે. એટલું તો ખરૂં કે આપણા 'અતિસુઘડ' યુવકોને ત્યાં બેસવું કદાચ પસંદ ન પડે: પણ ત્હેની 'અતિસુઘડતા' નું હજી મને દર્શન પણ થએલું ન્હોતું. હુક્કા, ચલમો અને કસુંબાની રમઝટમાં વાતોની પણ ખરેખરી ખુબી આવતી. નવા પરદેશીઓ પણ ત્યાંજ આવી ખબરો આપતા; ઉપર કહેલા ભાટ ચારણો પણ પોતાનાં બુદ્ધિદ્વાર ત્યાંજ ઉઘાડતા; ભવૈયા તથા મીર લોકો ત્યાંજ કમાઇ કરતા; વૃદ્ધ પટલિયાઓનાં

હદગે પણ ત્યાંજ ખુલ્લાં થતાં; ટુંકામાં અહિં આ લોકોના સહવાસનો પ્રયાસ એક બીજાને દુઃખી દુનિયાં જાણે ભૂલાવી દેવાનોજ હોયની એમ લાગતું. મારી બાલ્યાવસ્થાની સ્મૃતિઓ મને ત્યાંજ પાછી ખેંચી જાય છે.'

અહિં જે નાના પ્રકારની વાતોની રેલછેલ ચાલ્યા કરતી તેનું વર્ણન કરવા જગો પણ નથી તેમ અવકાશ પણ નથી; પરંતુ એક વાત–ખંભાતના નવાબીદોરની વાત હજી સ્મરણમાંથી ખસતી નથી, કારણ એમ બન્યું કે, એક દૂરના મુસાફર–ભાટે આ ચોરામાં મુકામ કરેલો હતો. સ્હાંજે જ્યારે ટહેલ ટપ્પા ચાલી રહ્યા હતા. તે વખત તેણે એક વાર્તા શરૂ કરી તે બીજી રીતે પુરી થઇ. એમાં તો કાંઇ નવાઇ જેવું ન્હોતું કારણ અમારે ત્યાં સાત સાત આઠ આઠ દિવસ સુધી પણ વખતે વાતો ચાલ્યે જતી. પરંતુ તેણે એમ કહ્યું કે "આ વાત એવી છે કે તે ખંભાતના ખોવાયલા ઇતિહાસમાં એક નવીન પ્રકરણ ઉમેરે એમ છે. અમદાવાદના સુલતાનોના જેટલોજ દોર ખંભાતના નવાબોનો પણ એક વખત આખા હિન્દુસ્થાનમાં ચાલતો; જે વખતની વાત છે તે વખત ખંભાતની પૂરેપૂરી ચડતી કળાનો હોવા છતાં, તે કોઈ પણ ઇતિહાસમાં અથવા ભાટ રાજા ( તેઓમાંના કેટલાક પોતાને રાજા માને છે તથા કહે છે ) ના ગ્રંથમાં જોવામાં આવતો નથી, મારા બાપાને એવી વાતોનો બહુજ શોખ હતો; અને એમાં એમણે હજારો રૂપિયા ગુમાવ્યા હતા; તે ગમે તેવું જુનું ચોથારિયું જુવે કે તેનું મ્હોં માગ્યું મૂલ આપી વેચાતું લઇ લેતા. ઘણાં તો નકામાંજ નીકળતાં, પણ કોકકોકમાંથી ઘણી સારી વાતો જડી આવતી. આ વાત પણ તેમાંનીજ છે. એ હરશિંગ નામના ચારણે સંવત ૧૮૮૦ ની સાલમાં કે એટલામાં લખેલી હતી એમ જણાતું હતું; કારણ કે સાલ અડધી ફાટી ગયેલી હતી, ત્યાં બીજા કોઇએ કાગળીયો ચહોડી અક્ષર લખેલા હતા. એ વાતનાં પાનામાં એણે કાંઇનું કાંઇ લખેલું હતું. પણ હાલ તે મને યાદ રહ્યું નથી. પણ તે તેણે ઘણું કરીને કોઇ મુસલમાનના લખાણ ઉપરથી લીધેલી જણાતી હતી. "—આમ તેણે કહ્યું તે શબ્દો તો મારા છે પરંતુ હું હાલ પણ–આટલાં બધાં વર્ષ ગયાં છતાં પણ ખાત્રીથી કહી શકું છું કે તેમનો અર્થ તો ઉપર પ્રમાણેજ હતો. એ મને સાંભરે છે તેનું કારણ ઇતિહાસ પાછળજ મચ્યા રહેવાની ગાંડાઇ એ મારો મોટો બાજો દોષ હતો. અને ઇતિહાસની વાતો ઝટ ભૂલું એમ નહોતું. તેણે વાત શરૂ કરી તે દિવસ આકુનજીને વર્ષાસન ગળતું તેને લેવા

થોડેક દૂર એક બીજું ગામ હતું; જ્યાં તેઓ વર્ષે દહાડે એકવાર જ-
તા, ત્યાં જવાનું થયું હતું. બીજે દિવસે તેઓ આવ્યા અને મેં તેમને
આગલે દિવસ બનેલી વાત કહી તેમણે પણ ફારશી અરબ્બીનો ઘણોજ
સારો અભ્યાસ કરેલો હતો તેથી મુસલમાન ઇતિહાસનું નામ સાંભળી
તેના ઉપર મોહ લાગ્યો. બીજે દિવસે વાત પુરી થઇ, તે બાટને મળ્યા,
પરંતુ તે વાત સિવાય બીજી કાંઇ, વધારે ઇતિહાસિક શોધને લગતી, વસ્તુ
હાથ° આવી નહિ.

કેટલાંક વર્ષો વીતી ગયા બાદ આકુંજી અને હું જુદા પડયા છતાં
કોઇ કોઇ વારે પત્રવ્યવહારથી પણ મળ્યા વિના રહેતા નહિ. એક દિવસ
તેમનો એક કાગળ મને મળ્યો, જે ઉપરથી જણાયું કે એ પણ પેલી
બાટે કહેલી વાત ભૂલી ગયા નહોતા; તેમણે લખ્યું હતું કે "પેલી તે
દિવસ ખંભાતના નવાબ વિષેની બાટે કહેલી વાત ખરી છે !-બનેલી છે !
મને હમણાંજ એક મીયાં સાહેબની પાસેથી એક કિતાબ ભેટ મળી છે,
તેમાંનો અને તે દિવસની વાતનો ઘણો ખરો ભાગ મળતો આવે છે; વિ-
શેષ હવે પછી આપણે મળીશું ત્યારે,"—વગેરે, આ વાત મારા મનમાં
તો રમીજ રહેલી હતી, પરંતુ એ મને સાંભરવાનું પણ મૂળ કારણ તો હું
જ હતો. હું એમની સાથે આ વિષે ઘણીવાર વાતો કરતો અને ફારશી
ગ્રંથકારો-ઇતિહાસ લેખકોના ગ્રંથો તપાસવાનું તેમને કહેતો થોડાજ વખ-
તમાં પહેલા ગામડામાં પાછા અમે મળ્યા; હું રજાના દિવસોમાંજ ત્યાં જતો
હોવાથી તથા ઘરમાં ઘણો ખરો વખત એકલા બેશી રહેવાનું નહિ ગમ-
વાથી તેમને ત્યાંજ મારો મુકામ હમેશાં બપોરે થતો. આ ગ્રંથ બહુજ સું-
દર ફારશી હરફમાં લખાયલો હતો અને ઘણોજ જૂનો હોય એમ લાગતો
હતો. આકુંજીના એક મોલવી મિત્રે તેને ઓછામાં ઓછો સો વર્ષ ઉપર
અને તેમના ભત્રીજા મુનશી—એ આશરે દોઢસોથી પુણાબસો વર્ષ સુધીમાં
લખાયલો માન્યો હતો તે ઇતિહાસ અને કથાના મિશ્રણરૂપ હતો; અને ક-
વિતામાં લખાયલો હતો હવે કવિતા-પછી તે ગમે તે ભાષામાં હોય તોપણ
સાંભળવી સમજવી તથા વાંચવી, અને તે પાસે હોય તો બીજા કશામાં પણ
લક્ષ ન લગાડવું, એ મારામાં ત્રીજો મોટો દોષ હતો; આવી રસીલી વાત આ
વળી બેતોમાં એટલે તો પછી પુછવુંજ શું ?—એમાંની ઘણીખરી કવિતાઓ
તો મેં મોઢે પણ કરી નાંખી હતી. આખરે રજા પુરી થઇ અને અમે
જૂદા પડયા; હું મારા અભ્યાસ વ્યવસાયમાં પડયો, અને એ એમના સરસ્વતી

સેવનમાં !

આમ વળી કેટલાંક વર્ષો ચાલ્યાં ગયાં. એટલામાં મેથ્યુ ગ્રેગરી લુઇ ( Mattew Gregory Lewis ) કૃત 'બ્રેવો ઓફ વ્હેનિસ (Bravo of Venice ) ની નવલકથાનું પુસ્તક આકસ્મિક રીતે મારા હાથમાં આવ્યું. વાંચતાં તરતજ મને અમારી પેલી ભાટની વાતનું સ્મરણ થઇ આવ્યું. આકુનજી પાસેજ હતા તેમને તે વિષે કહેતાં તેમણે મને પેલી ફારશી વાતનો તર્જુમો કરી તેના ઉપરથીજ લુઇવાળી વાત ઉત્પન્ન થયેલી છે એમ દુનિયાંને બતાવવાનું જણાવ્યું. એમાં વિશેષ ખુબી એ થયેલી હતી કે લુઇએ 'બ્રેવો ઓફ વ્હેનિસ'ની વાતનું જર્મન ઉપરથી ભાષાન્તર કર્યાનું લખેલું. એ વાત તેની જીવનકથા લખનાર ખોટી માને છે, પરન્તુ તે ખરીયે હોય ! જો ફારશીમાંથી અરબ્બી ભાષામાં તરજુમો થઇ અરબસ્તાનમાં જઇ ત્યાંથી ઇટાલી ( કારણ ઘણાં અરબ્બી પુસ્તકોના ઇટાલિયનમાં ઉતારા થયેલા છે) માં અને ત્યાંથી જર્મનીમાં ગઇ હોય તો તે પણ સંભવિત વસ્તુઓ ખરી હોય તેટલા પ્રમાણમાં-આમ બનવું પણ કાંઇ છેકજ અસંભવિત નથી એમ આકુનજીના ભત્રીજા મુનશી—કહેતા હતા. લુઇએ આ વાત આ ઓગણીસમી સદીની શરૂઆતમાંજ લખેલી છે; તેમ આકુનજીની પાસેની જુની ફારસી કિતાબપણ બહુમાં બહુ બસો વર્ષ કરતાં વધારે જુની કિતાબ ઉપરથી નકલ પણ હોય; કારણ વાર્તા લખનાર કવિનું નામ તથા નકલ કરનારનું નામ બને હશે તો તે ફાટી ગયેલાં હતાં. સાલ પણ જણાતી નહોતી અને જે કાંઇ સાલ વિષે નકી કર્યું હતું તે હરફો તથા કાગળ જોઇનેજ કરેલું હતું. કદાચ ઇંગ્રેજી નવલ કથા લખનારના મગજમાં કોઇ અદભુત રીતે આ વાતનો ખ્યાલ ઉતરી ગયો હોય અથવા તે બંને જુદીજ રીતે પણ બની હોય ! આવા વિચાર કરતાં મગજ પણ કામ કરતું નથી, માટે તે હાલ મુલતવી રાખવાનુંજ યોગ્ય ધારૂં છું! મારો વિચાર હવે ફારશી શીખવાનો થયો. પરન્તુ મારામાં ચોથો અતિ મોટો દોષ આળસ છે; નિત્ય નિત્ય નવીન વિચાર થતા અને ઉડી જતા ! મહેનત કરીને ફળ લેવાની જિજ્ઞાસાઓ ઉત્પન્ન થઇ તે બિચારી સત્વર પવનની પાંખ ઉપર અદૃશ્ય થઇ જતી ! વિચારની ક્ષિતિજ–આશાની દૃષ્ટિ મર્યાદા વધેજ જતી હતી, પરન્તુ હું તો ત્યાંનો ત્યાંજ હતો ! આથી જોકે નિત્ય નિત્ય આકુનજી તથા મુનશી સાહેબ જ્યારે મળે ત્યારે કહે કહે કરતા તોપણ તે સર્વે નિષ્ફળજ જતું. કોઇ કોઇ વખત હિસાબથી પચીસ પચાસ બેતો અને ગઝલો ગોખે

ફરી જતો; પણ વ્યાકરણ સાથે મારૂં વેર તો અસાધારણજ હતું ! અને તેથી હજી પણ રખડયા કરૂં છું.

આમને આમ દિવસો ચાલ્યા ગયા. હાલ આકુન્જી જે મને પોતાની કેટલીક ફારશી કિતાબો ભેટ દાખલ આપવાના હતા (પરંતુ જે આળસમાં ને આળસમાં હું લેવા ગયો નહોતો), તેમને અન્તકાલે પોતાના સ્વરૂપમાં સ્વીકારી લીધા ! છેલ્લો જ્યારે હું તેમને મળ્યો હતો ત્યારે તેમણે તે તથા બીજી ત્રણ ચાર ઇતિહાસની કિતાબો મારે સારૂ કહાડી મુકી હતી. આળસમાં લઇ આવવાનું રહી ગયું; અને પછીથી અમે દૈવ દુર્નિયોગથી એક બીજાને મળીજ શક્યા નહિ. તે ગ્રંથો મને આપવાને તેમણે મુનશીને સોંપ્યા હતા, જેમનું મકાન થોડા વખત ઉપર અકસ્માતથી બળી ગયું જેમાં અગ્નિએ તેમની બીજી મુલ્યવાન કિતાબો સાથે આનો પણ ભાગ લીધો હતો! આવી આ વિચિત્ર કથાની ઉપકથા છે ! જે મહાત્માની સાથે સહવાસમાંજ મેં મારી બાલ્યાવસ્થા ગાળેલી હતી તેમના સ્મરણસાથેજ આ કામ ઉપાડેલું છે. ફારશી કિતાબ નાશ પામ્યાથી ઇગ્રેજી ઉપરથીજ અનુકરણ કરવું પડયું છે. ઘણાંખરાં નામજ મને સાંભરતાં હતાં તે એનાં એ રહેવા દીધાં છે, બાકીનાં કલ્પિત છે. કોઇ કોઇ ભાગમાં ખંભતના તે વખતનાં નવાબીદોરમાં, પેલી કિતાબમાંથી સાંભરેલા વધારી દીધેલા છે; અને વખતે જો કે ક્વચિતજ ઇંગ્રેજી ગ્રંથકારની દૃષ્ટિથી બહાર જવું પડયું છે; પણ પરંતુ તે સર્વ ક્ષમા યોગ્ય ધારી પહેલેથીજ માફી માગી લઉછુ. ઘણે ઠેકાણે સંસ્કૃત અને ફારશી શબ્દોનો નિરંકુશ ઉપયોગ કરેલો છે. ને જોકે અયોગ્ય હશે તો પણ ભાષાસાહિત્યના શબ્દકોષની વિવૃદ્ધિને અર્થેજ છે એમ માની વાચકો ક્ષમા કરશે એમ ધારૂં છું ઘણીજ ઉતાવળથી આ ચોપડી છપાવાને લીધે છાપનાં ઘણા દોષો રહી ગયેલા છે તેને માટે પણ આ લેખક ક્ષમા માગવા શિવાય બીજું કાંઇજ લખી શકતો નથી.

અમદાવાદ. } એક અભ્યાસક.

તા. -૪-૯૯.

# અનુક્રમણિકા.

## વિભાગ પહેલો—અબદુલ અને લુંટારા.


પ્રકરણ ૧ લું ... ... ... ... ... ખંભાત.
,, ૨ જું ... ... ... ... ... લુંટારા.
,, ૩ જું ... ... ... ... ... બળની પરીક્ષા.
,, ૪ થું ... ... ... ... ... ખંજર.
,, ૫ મું ... ... ... ... ... એકાંત.
,, ૬ ઠું ... ... ... ગુલબદન, નરબની મનોહર ભત્રીજી.
,, ૭ મું ... ... ... ... ખુનીની દિલદારી.
,, ૮ મું ... ... ... ... ... છુપું કાવતરૂં.
,, ૯ મું ... ... ... ... રમજાનનું રહેઠાણ


## વિભાગ બીજો—અબદુલ અને ફાઝિલ.


પ્રકરણ ૧ લું ... ... ... ... ... જન્મતિથી.
,, ૨ જું ... ... ... ... અહમદનગરીઅમીર.
,, ૩ જું ... ... ... ... ... વધારે ગરબડ.
,, ૪ થું ... ... ... ... ... મુલાજ.
,, ૫ મું ... ... ... ... ... ખુની.
,, ૬ ઠું ... ... ખંભાતના એ મોટામાં મોટા માણસો.


## વિભાગ ત્રીજો અબદુલ અને ગુલબદન.


પ્રકરણ ૧ લું ... ... ... ... ... આશક માશુક.
,, ૨ જું ... ... ... ... એક ભયંકર વચન.
,, ૩ જું ... ... ... ... મધ્યરાતનું મંડળ.
,, ૪ થું ... ... ... ... ... છેલ્લો દિવસ
,, ૫ મું ... ... ... ... ... પાંચ વાગે છે.
,, ૬ ઠું ... ... ... ... ... ભૂત.
,, ૭ મું ... ... ... ... ... છેવટ.

# ખંભાતનો ખૂની.

## વિભાગ પેહેલો અબદુલ અને લૂંટારા.

સ્હાંજ પડી ગઇ હતી,—ચંદ્ર કિરણોથી કાંઇક પ્રકાશિત થયેલાં ન્હાની ન્હાની વાદળિયોનાં ટોળે ટોળાંઓએ ક્ષિતિજ ઢાંકી દીધી હતી; અને તેમના પારદર્શક વિધાનમાંથી, મહાન્ રત્નાકર સાગરની શાખારૂપ ખંભાતના અખાતના નિર્મળ રમ્ય તરંગો ઉપર પોતાની સંપુર્ણ કાન્તિમાં સુન્દર પૂર્ણ ચંદ્ર, શાન્ત ભવ્યતાથી ડોલતી હતી. આસપાસ સઘળું શાન્ત હતું. રજનિબાનેલની લલિત લહરીઓના સ્પર્શથી પાણીનાં ન્હાનાં મ્હોટાં મોજાં મૃદુમૃદુ ગાન ગાતા હતાં, અને કોઇ કોઇ વાર દૂરના સુસવાટા કરતો શીતળ સમીર બંદરના ઘાટ ઉપર ઝિસાસા નાંખી અદૃશ્ય થતો હતો. ખંભાતના ભવ્ય મોઠા મહેલો તથા ન્હાની ન્હાની–ભાગી તુટી ઝુંપડીઓમાં થઇને પવનની મીઠી લ્હેરો એમ સરખા આનંદથી રમતી હતી.

---

* પ્રિય વાંચનાર! અર્વાચીન ખંભાતને પ્રાચીન સ્તંભતીર્થ અથવા (આ વાર્તામાં આવેલા) મધ્યકાલીન ખંભાત બંદરની સાથે સરખાવવાની તસ્દી લેતાજ નહિ! એ દીવસ તો ગયા તે ગયાજ! તેનું અત્યારે તો તમને સ્વપ્ન આવવું પણ મુસ્કેલ પડશે. જે બંદરમાં દર વરશે હજારો નૌકાઓ પ્રવેશ કરતી, જ્યાંથી અસંખ્ય મણુ માલ વિદેશ ચડતો, અને જે પૃથ્વીની સઘળી વિશિષ્ટ વસ્તુઓનું સંગ્રહસ્થાન હતું. તેને હાલ 'બંદર' કહેવાય પણ પણ ભાગ્યેજ રહેલું છે! જે રાજ્યનો દોર પશ્ચિમ હિન્દુસ્થાનના કિનારાના મ્હોટા ભાગ ઉપર હતો, અને જેનાં નૌકાસૈન્યો આખા અરબ્બી સમુદ્રનું રક્ષણ કરતાં તે હાલ સમુદ્ર ઉપર પોતાનું એકાદ નાનકડું વહાણુ પણ ભાગ્યેજ ફેરવે છે! રહ્યું છે માત્ર પોતાની મ્હોટાઇના વખતમાં તેણે અખાતને આપેલું નામ, જે અખાતનો ઉપયોગ પણ હાલ નામનોજ થાય છે? વળી પૂર્વકાળનો કાંઇક ઇતિહાસ અને કોઇ કોઇ દંતકથાઓ પણ રહી ગએલી છે, જે હાલ વખતો વખત આપણને આનન્દ આપે છે; પણ ખંભાત મધ્યકાલીન ખંભાત-અરબ્બી સમુદ્રની રાણી ખંભાત નગરીની ખોટ તો હમ્મેસને માટે રહીજ ગયેલી છે!

મધ્યરાત્રિ થઇ;—અને હજી પણ એક શોકાર્ત, એકાન્ત પરદેશી ખંભાતના કિનારા ઉપર બેશી રહયો હતો. વખતે તે શહેરના મજબુત કોટ કિલ્લા અને વિસાળ બુરજો જોયા કરતો. અને વખતે તે પોતાની શોકમય આંખો વિચાર શુન્ય દ્રષ્ટિથી દરિઆ ઉપર નાંખતો. આખરે તે બોલી ઉઠયો:—

"દુઃખી તો તું છુંજ, તો હવે ક્યાં જાઉં! આ ખંભાતમાં લો હું બેઠો છું અને હવે વધારે રખડવામાં શો લાભ છે! મ્હારૂં શું થશે મ્હારા સિવાય બધાં ધસઘસાટ ઉંઘે છે. મસરૂની તળાઇમાં નવાબ આ રામ લેછે, અને ઘાસની પથારીમાં ભીખારી સુતો છે; પણ મારે માટે આ ભેજવાળી, ઠંડી જમીન સિવાય બીજી એક પણ પથારી નથી. એવો કોઇ માછી પણ નથી કે જેને દિવસે કામ અને રાતે રહેઠાણ ન મળતું હોય, અને હું-અને હું—અરે! મારી જીંદગીને ફક્ત ચાપલ્યથીજ પોતાનું રમકડું બનાવનાર ભાવિ ખરેખર ભયંકરજ છે."

તે આ સ્થળે બેઠા પછી આશરે વીસમીવાર, પાછો પોતાનાં જર-કંથા' જેવા થઇ ગયેલા લુગડાંના ગુંઝા ફરીથી તપાસવા લાગ્યો.

"અરે, ખુદા! એક દમડી પણ નથી; અને હું તો ભુખે મરી જાઉંછું."

તેણે પોતાની તલવાર ખુલ્લી કરી; ચાંદનીમાં આમ તેમ ફેરવી અને તેને ચળકતી જોઇ દીર્ઘ નિશ્વાસ નાંખ્યો.

"ના ના. મારી જુની અને સાચી સહચરી! આપણે બે તો જુદાં પડવાનાંજ નથી. ભુખથી મારો જીવ જાય તો ભલે, પણ તને તો મારી પાસેથી ખશેડવાનોજ નથી. તને જ્યારે અમીનાએ મહને ભેટ તરીકે આપી પટામાં મારી કમરે બાંધી. ત્યારે કેવો સોનેરિ સમય—આનન્દન વખત હતો! મેં તને તથા અમીનાને સાથે એકજ વખતે ચુંબન લીધું હતું, એ કેવી દિવ્ય પળ હતી! એ તો આપણને મુકી દઇને બીજી દુનિયામાં ન્હાશી ગઇ, પણ તું અને હું આ દુનિયામાં તો કદી જુદાં પડવાનાંજ નથી,"

તેણે પોતાની આંખમાંથી ઢળતું એક આંસુ હાથવતી લોહીનાંખ્યું.

"છી! એ આંસુ નહિ હોય! રાત ઠંડી છે અને પવન સખત છે, તેથી આંખોમાં પાણી આવતું હશે. આંસુ! છટ! મારા રોવાના દિવસો તો ક્યારનાએ ગયા છે."

આ પ્રમાણે બોલતે બોલતે, તે હત ભાગ્ય (કારણ એની દીલગીરી તથા દેખાવ ઉપરથી જણાતું હતું કે, તે દુઃખીજ હતો) મનુષ્યે પોતાનું માથું જમીન ઉપર પછાડયું, અને પોતાને જન્મ આપનાર પળને ગાળો દેવાને તેણે હોઠ ઉઘાડયા, એવામાં એકદમ પાછો જાગૃતિમાં આવી, સ્વસ્થ થયો. તેણે પોતાના ઘુટણ ઉપર માથું મુકયું, અને પોતાના બાપદાદાના કિલ્લામાં જે ગીત તેને અતિ પ્રિય હતું, તે દિલગીર મ્હોંએ ગણગણવા લાગ્યો.

"અરે! હા. ખરી વાત". તે પોતાના મનમાં બડબડયો, "જો હું ભાવિપ્રહારથી નમ્ર થાઉં, તો પછી મારૂ નામતો ખરેખર બોળાવાનુંજ."

એવામાં થોડેક દૂર કાંઇ ખખડાટ સંભળાયો. તેણે આસપાસ જોયું. તો પાસેના રસ્તા ઉપર, આછી ચાંદનીમાં, એક ઉંચા કદની મનુષ્યાકૃત ડગલો ઓઢી, આમ તેમ ફરતી દેખાઇ.

"મને ઇશ્વરેચ્છાએજ અહિં આણ્યો છે. હા–હું—હું—ભીખ પણ માગીશ. સુરતમાં એક લુચ્ચા તરીકે ગણાવા કરતાં ખંભાતમાં ભીખ માગવી પણ સારી, ચીંથરે હાલ ભીખારીનું અંતકરણ પણ ઉમરાવ હોઇ શકે"

આ શબ્દો તે બોલ્યો, કે તરતજ તે જમીન ઉપરથી ઉભો થયો અને તે પાસેના રસ્તા તરફ ચાલ્યો. તેણે તે રસ્તાના એક છેડામાં પ્રવેશ કર્યો, એવામાં તેણે બીજે છેડેથી કોઇ બીજા માણસને આવતો જોયો; અને આ માણસ આવતો દેખાયો કે, પેલો ડગલો ઓઢીને ફરતો હતો તે માણસ એકદમ પાસે અંધારામાં સંતાઈ ગયો.

"આનો શું અર્થ હશે?" આપણા ભીખારીએ વિચાર કરવા માંડયો, "પેલો સંતાનાર મોતની, વગર પરવાનાના, કાસદોમાંનો એક નહિ હોય! અથવા કોઇ અધીરા વારસની પાસેથી ફી લઇ, આ બેદરકાર, બે ખબર માણસનો ખજાનો તે વારસને મળે માટે, તેને સ્વધામ પહોંચાડવા તો આવ્યા નહિ હોય પણ માગ પ્રમાણિક મિત્ર એટલી બધી ખાત્રી રાખીશ નહિ, હું તારી પાસે છું."

તે અંધારા બણી જરા વધારે પાછો હઠયો, અને છાને માને, ધીમે ધીમે તે સંતાયલા માણસની પાસે આવી પહોંચ્યો; તે સંતાનાર હજી પોતાની જગાએથી જરાએ ખસ્યો નોહોતો. તે પ્રવાસી તેમની પાસે થઇને ગયો કે તરતજ તે સંતાયલો મારો તેના તરફ અચાનક કુદી પડયો અને

પોતાને જમણે હાથે ચળકતું ખંજર તેના ઉપર ઉગામ્યું; પણ તે, તે મારે તેની પેલાં, પેલા ભીખારીએ તેને એકજ મુકકાથી જમીનદોસ્ત કરી નાંખ્યો.

તે નવા આવનારે એકદમ પાછળ જોયું; તે ખુની ઉતાવળથી ઉઠી નાશી ગયો; તે ભીખારીએ મહોં મલકાવ્યું.

"શું છે ?" તે પ્રવાસીએ પુછ્યુ, "આ બધું શું છે ?"

"અરે, સલકાર ! જરા ગમ્મત; પણ એથી આપની જીંદગી બચી ગઇ."

"શું ? મારી જીંદગી ? કેવી રીતે ?"

"પેલો પ્રમાણીક ગૃહસ્થ, જે હમણાંજ પલાયન કરી ગયો, તે તમારી પાછળ બિલાડીની પેઠે છુપાતો છુપાતો આવ્યો, અને તમને મારવાને ખંજર ઉપાડયું એવામાં માંહે એને જોયો. મેં તમારી જીંદગી બચાવી છે અને તે નોકરી એકાદ ન્હાના સિકકાની કિંમતની હશેજ સાહેબ ! મને કાંઇ પૈસા આપવાની કૃપા કરો, કારણ હું ભુખ્યો–તરશ્યો અને ટાઢથી ઠંડો થઇ અકળાઇ ગયેલો છું."

ચાલ્યો જા, ઠગ ! હું તને અને તારી લુચ્ચાઇઓને સારી રીતે ઓળખું છું આ બધી તમારા બે વચ્ચે મહારી થેલી પડાવવાની યુકિત મને થારાના હાંથમાંથી બચાવ્યો એમ કહીને મારી પાસેથી પૈસા તથા આભાર કહડાવવાની યુકિત તો બહુ સરસ છે ! ચાલ્યો જા, લુચ્ચા! આવી તારી ઠગાઇઓથી નવાબને ભોળવવો હોય તો ભોળવજે; પીદુમલ પાસે તારૂં કાંઇજ ચાલવાનું નથી, એ ખુબ યાદ રાખજે."

તે ગરીબ ભુખે મરતો ભીખારી સ્તબ્દ બની ઉભોજ રહયો અને આ મહેણા મારતા પ્રવાસી તરફ જોઇ રહયો.

"ના. સરકાર ! મારા જીવના સમ. હું બોલ્યો એમાં કાંઇ જુઠું નથી. બધુંજ સાચું છે. મારા ઉપર દયા કરો, નહિ તો રાતમાં ભુખથી મરીજ જઇશ."

ચાલ્યો જા ! એકદમ ચાલ્યો જા ! નહિતો ઇશ્વરના સોગન—,"

તે નિર્દય માણસે કમરબંધમાંથી પિસ્ટલ કહાડી અને પોતાના જીવન રક્ષક સામી તાકી.

"ઓ ખુદા! આવીજ રીતે ખંભાતમાં નોકરીનો બદલો મળે છે ?"

"સીપાઇઓ દુર નથી, અને હું બુમ પાડું એટલીજ વાર છે—"

"ખરેખર ત્યારે શું તમે મને લુટારો ધારોછો."

" મારી શિખામણ માની ચુપચુપ ચાલ્યાં જવામાંજ તને લાભછે."

" સાંભળો સાહેબ! મારા ધારવા પ્રમાણે પીરુમલ તમારૂં નામ છે; અને હું ખંભાતમાં, મેં જોએલા ઠગોમાંના બીજા ઠગ તરીકે તે લખી રાખીશ."

તે ક્ષણેક બોલતો બંધ રહયો; અને પછી તે ભયંકર અવાજમાં બોલી ઉઠયો, " જ્યારે તું પીરૂમલ! હવે પછી **અબદુલનું** નામ સાંભળે ત્યારે ધરૂજજે!"

અબદુલ પાછો ફર્યો અને કરૂણહૃદયિ ખંભાતનિવાસીથી દુર ગયો.

## પ્રકરણ ૨ જું.

### લુટારા.

હવે તે નિર્ભાગી માણસ ખંભાતના રસ્તાઓમાં ગાંડા જેવો દોડવા માંડયો. તે ભાવિની મશ્કરી કરવા તથા વખતે હસવા અને વખતે ગાળો દેવા લાગ્યો. વખતે એકદમ ઉભો રહી કોઇ મોટું અને અદ્‌ભુત સાહસ કરવાનો વિચાર કરતો દેખાતો; અને વખતે તે કામ પુરૂં કરવાને ઉતાવળથી જતો હોયની એમ એકાએક આગળ દોડતો પણ માલમ પડતો.

રાજમહેલના એક થાંભલા પાસે બેસી, તેણે પોતાનાં દુખનું પુનઃસ્મરણ કરવા માંડયું. તેની આમ તેમ ફરતી આંખો આરામ શોધતી જણાતી હતી, પરન્તુ તેતો દુર્લભજ થઇ પડયો હતો.

" નશીબ! ' તે આખરે ખરેખરો નિરાશ થઇ બોલી ઉઠયો. "ભાવિએ મને, દુનીયાંને આશ્ચર્ય પમાડે, એવાં અદ્‌ભૂત સાહસો અથવા સ્તબ્ધ કરી નાંખે એવાં ઘોર પાપો કરવાનેજ નિર્માણ કરેલો છે. આશ્ચર્ય પમાડવું, એ મારા નસીબમાંજ છે. પરવીઝ કદી મધ્યમ સ્થિતિમાં રહી શકેજ નહિ; પરવીઝ સાધારણ મનુષ્ય તરીકે વર્ત્તી શકેજ નહિ. નશીબે તો મને અહિં આણ્યો નહિ હોય? કોઇના સ્વપ્નામાંયે હશે કે, સુરતના મોટામાં મોટા ઉમરાવનો પુત્ર ભીખ માગવાને ખંભાતની દયાનો આશ્રય લેશે? હું—હું જે અદ્‌ભુતમાં અદ્‌ભુત કામો કરવાને શારીરબળ તથા માનસિકશક્તિથી યોગ્ય છું એમ મને લાગેછે, તેજ હું આ અસત્કારશીલ શહેરના રસ્તાઓમાં આજ ચીંથરેહાલ ભટકુંછું અને ભુખમરાના પંઝામાંથી જીંદગી કેમ બચાવવી તેને માટે વૃથા પ્રયાસથી સાધનો શોધ્યા કરૂંછું. જે મનુષ્યોનુ થારી શ્રીમન્તાઇ પોષણ

કરતી, જેઓ મારે ઘેર સાઈપ્રસના × ઉત્તમોત્તમ દ્રાક્ષરસમાંથી પોતાની તથા છીપાવતા, અને જે દુનિયામાં ઉત્પન્ન થતી સર્વોત્કૃષ્ટ વસ્તુઓનું મારી સાથે બેશી ભોજન લેતા, તેજ નરાધમો હવે મને મારી ખરી તંગીની વખતે કાચાપાકા રોટલાનો એક ટુકડો પણ આપતાં જીવ ચંચવાળેછેઅરે ખુદા ! આ બધું તો એટલું ભયંકર છે કે તે મારાથી સહન કરી શકાવું પણ મુસ્કેલ જ છે. માણસો તો કરૂર છેજ—પણ ઇશ્વરેય નિર્દય ? "

તેણે બોલતે બોલતે જરા શ્વાસ ખાધો.

"તોપણ હું સર્વ સહન કરીશ—હું મારા ભાવિને તાબે થઇશ હું દુઃખને દરેક રસ્તે જઇશ અને મનુષ્ય દુર્દશાની દરેક સ્થિતી નિહાળીશ. મારૂ નશીબ ગમે તેવું હોય તોપણ હું મારી જાત ઉપર મારી પોતાની સત્તા રાખીશ અને હું મારૂં નામ કદીપણ બોળીશ નહિ; ગમે તે થાઓ તો પણ હુ હમેશાં અદ્દભુત કામોજ કરીશ. બસ ! અમીર પરવીઝ જેના ઉપર આખું સુરત શહેર ફિદા ફિદા થઈ જતું તેને ભુલી જવો; હવે ! હવે હું ભીખારી અબદુલ્લજછું. ભીખારી ! એ નામ જો કે સાંસારિક સ્થિતિની તુલનામાંતો છેલ્લુંજ છે, તોપણ તે ભુખે મરતાં, જાતિ બહાર થયેલા તથા મનુષ્યપદને પણ અયોગ્ય એવાં પ્રાણિયોમાંતો પ્રથમજ છે "

તેણે પાસે કાંઇક ખખડાટ સાંભળ્યો. અબદુલે આસપાસ જોયું. પેલો મારો, જેને તેણે જમીન ઉપર પછાડ્યો હતો તેને તથા તેને મળેલા તેના બે મોબતીઓને તેણે જોયા. જેમ તેઓ આગળ વધતા. તેમ તેમ તેઓ ચારે તરફ નજર નાંખતા હીંડતા હતા. તેઓ કોઇને શોધતા હતા.

" મનેજ ખોળેછે, " અબદુલ્લ મનમાં બબડ્યો; અને પછી થોડાં પગલાં આગળ ચાલી, તેણે ઓઠ દાબીને સીસોટી વગાડી.

તે ચોરો ગુપચુપ ઉભા રહ્યા; માંહોમાંહે મસલત કરી અને કોઇ પણ નિર્ણય ઉપર ન આવ્યા હોય એમ વિચાર કરતા ઉભા.

અબદુલે બીજીવાર સીસોટી વગાડી.

---

÷ સાઇપ્રસ એ. ભુમધ્ય સમુદ્રના લીવ્હાન્ટ નામના ભાગમાં એશિયામાં ટનોસની દક્ષિણે આવેલો એક બેટ છે જે હાલ ઇંગ્રેજ સરકારના કબજામાંછે. ત્યાના ઉત્તમ દ્રાક્ષરસો મધ્યકાળના ઇતિહાસમાં બહુજ પ્રસિધ્ધિ પામ્યા હતા.

"એતો પેલોજ," તેણે તેઓમાંના એક જણને સ્પષ્ટ રીતે બોલતાં સાંભળ્યો. અને ક્ષણેક પછી તેઓ ધીમે ધીમે તેની પાસે આવ્યા.

અબદુલ પોતાની જગોએ તો ઉભોજ રહ્યો, પણ તેણે પોતાની તલવાર ખુલી કરી.

તે ત્રણ લુટારા (જેમણે મોં ન દેખાય એવી રીતે લુગડાં ઓઢેલાં હતાં તે) તેના થોડેક છેટે ઉભા રહયા.

"કેમ છે? અલ્યા તેમનામાંનો એક બોલ્યો, "શું છે? તલવાર ખુલ્લી રાખીને કેમ ઉભો છે?"

અબદુલ—"તમારા જેનાને તો દુર રાખવામાંજ માલ છે; કારણ કે હું તમને ઓળખુંછું. તમે એવા પ્રમાણિક ગૃહસ્થો છો કે જેમની આજીવિકા બીજાઓના જીવ લેવા ઉપરજ ચાલે છે."

પ્હેલો લુંટારો—"તેં સીસોટી અમને બોલાવવાને નોતી વગાડી?"

અબદુલ—"હા એટલા માટેજ."

એક લુંટારો—" અને અમારૂ શું કામ હતુ ?"

અબદુલ—"સાંભળો! હું એક દુઃખી ગરીબ, અને ભુખે મરતો પ્રાણી છું. તમારી લુંટમાંથી મને કાંઇક આપો."

એક લુંટારો—"શું ભીખ! હા-હા-હા! મારા જીવના સમ આ કોઇ બેવકુફ છે, ભીખ અમારી પાસેથી ભીખ!—ખરેખર! તને ખરેખર ભીખ આપીશું અને વળી ખુબ!

અબદુલ—'અથવા મને પચાસ રૂપિઆ આપો, અને જ્યાં સુધી હું તે પુરા ન કરી આપું ત્યાસુધી હું તમારી નોકરી કરવાને બંધાઇશ."

એક લુંટારો—"અહાહા! હવે મહેરબાની કરીને કહીશ કે તું કોણ છે?"

અબદુલ—"એક દુઃખી મનુષ્ય. આખા ખંભાતના રાજ્યમાં મારાથી વધારે દુઃખી કોઇ નથી, હાલતો હું આવો છું—પણ હવે પછી!—લુચ્ચાઓ! મારામાં પણ શક્તિ છે. આ હાથ ત્રેવડા બખ્તરવાળી છાતી પણ વીંધી શકે તેમ છે; આંખો ગાઢ અંધારામાં પણ ધારેલે ઠેકાણે સજ્જડ કટાર મારવામાં મદદ કરી શકે એવી છે."

એક લુટારો—" ત્યારે તેં મને હમણાંજ શા માટે પાડી નાંખ્યો હતો

અબદુલ—"ધતામની આજ્ઞાએ; પણ મેં તેની જીંદગી બચાવી તેના બદલામાં તે ઠગે મને એક પાઇ પણ આપી નહિ."

એક લુંટારો—"ન આપી ? એતો વળી બહુ સારૂ થયુ. સાંભળ, ...સ્ત ! તું સાચુંજ કહે છે ? "

અબદુલ—" નિરાશ કદી જુઠું બોલાવતી નથી.

એક લુટારો—"પણ ગુલામ ! જો તું દ્રોહી નીકળ્યો તો—"

અબદુલ—"મારૂ રદય તમારા હાથ પાસેજ જશે. અને તે વખતે પણ અત્યારે છે તેવીજ તમારી કટારો તીક્ષણ હશે."

આ ત્રણે ભયંકર સાથીઓ દુર જઇ થોડી પળ સુધી માંહોમાંહે એક બીજાની સાથે ગોઠવણ કરી, અને પછી પોતાની કટારો જે તેમણે પહેલેથીજ ઉઘાડી કરીને હાથમાં રાખી હતી તે મયાન કરી.

"ચાલ,.ત્યારે" તેઓમાંના એક જણે કહ્યું, "અમારી સાથે અમારે મકાને ચાલ. કેટલીક બાબતોની રસ્તા ઉપર વાત કરવી એ મુરખાઇ ભરેલું છે."

"ચાલો, હું તમારી પાછળ આવું છું," અબદુલે જવાબ દીધો "પણ યાદ રાખજો કે મારી સાથે દુશ્મન તરીકે વર્ત્યા તો પછી હું છું ! –દોસ્ત ! હમણાં તારાં હાડકાંને જરા જોરથી પછાડયાં માટે માફ કરજે તેના બદલામાં તારો સાચો સાથી થઇશ."

અમે પણ સોગન પુર્વક કહીએ છીએ કે તને કાંઇ પણ ઇજા ... હિ થાય, "તે લુંટારાઓ એક અવાજે બોલી ઉઠયા," તને જે ઇજા કરશે તેને અમે પણ દુશ્મન ગણીશું. તારા જેવા સ્વભાવનો શોબતી ઠીક છે ચાલ, હવે અમારી સાથે ચાલ અને બે ફિકર રહે !"

તેઓએ હવે આગળ ચાલવા માંડયુ અને અબદુલ તેમનામાંના બે જણની વચમાં ચાલ્યો. તે પોતાની આસપાસ શક ભરેલી દષ્ટિથી વારંવાર જોતો, પરન્તુ તે લુંટારાઓમાં કપટના કાંઇ પણ ચિન તેને જણાયાં નહિ. તેઓ તેને કેટલેક છેટે લઇ ગયા અને આખરે એક ખડી (નહેર) પાસે આવી પહોચ્યા જયાં એક હોડકું બાંધી રાખેલું હતું, તે છોડી તેઓ તેમાં બેઠી હલેસાં મારતા ખંભાતના એક છેક ખુણાના ભાગમાં જઇ પહોચ્યા. ત્યાં તેઓ ઉતર્યા, વળી પછી કેટલીક ગલી ગુચીઓ ઓળંગી અને આખરે એક સારા દેખાવના ઘરનું બારણું ઠોકયું. તે એક યુવાન સ્ત્રીએ ઉઘાડયું અને તેમને સર્વને એક સાદા પરન્તુ સગવડવાળા ઓરડામાં લઇ ગઇ. ગભરાયલી અને અડધી ખુશી તથા અડધી ચિંતાગસ્ત થયેલી અબદુલને જોઇને તેણે કેટલીકવાર તેના તરફ આશ્ચર્યદષ્ટિથી નજર કીધી

અને અબદુલ પણ પોતાને કયાં લઇ જવામાં આવ્યો છે એ નહિ જાણ્યું વાથી હજી પણ તે લુંટાઓના વચન ઉપર વિશ્વાસ રાખવો એ સહી સલામતી ભરેલું નથી એમ ધારતો હતો..

———:o:———

## પ્રકરણ ૩ જું.

## બળની પરિક્ષા.

લુંટારા પુરા બેઠાએ નોતા એવામાં રમજાન(કારણ તે આ યુવાન સ્ત્રીનું નામ હતું તે-) ને બારણું ઉઘાડવા બોલાવવામાં આવી, અને હવે આ મંડળીમાં બે નવા આવનારા ઉમેરાયા, જેમણે પોતાના અજાણ્યા પરોણાને નખથી તે શિખા સુધી તગાસ્યો.

"હવે ત્યારે," જેણે અબદૂલાને આ માનવંતા મંડળમાં દાખલ કર્યો હતો, તે બોલ્યો, "ચાલ અમને જોવા દે તું કોના જેવો છે."

આમ બોલતે બોલતેજ તેણે એક પ્રકાશિત દીવો ઉંચો કર્યો, અને તેની જયોતનું તેજ અબદુલની મુખાકૃતિ ઉપર સંપુર્ણ રીતે પડયું.

"ખુદા પનાહ! રમજાન બુમ પાડી ઉઠી, "એને અહિંથી હાંકી કહાડો! કેવો કદરૂપો કુતરો છે.

તેણે પોતાનું મોં બીજી તરફ ત્વરાથી ફેરવી દીધું, અને પોતાના હાથમાં સંતાડયું. આવા વખાણ સાંભળી અબદુલે એક ભયંકર ચાળો કરી પોતાનો સંતોષ દર્શાવ્યો.

"લુચ્ચા!" તે લુટારાઓમાંના એકે કહ્યું. "કુદરતે પોતેજ તને ખુની તરીકે ઘડયો છે;--માટે ચાલ સાચું કહે! આટલા બધા દિવસ સુધી ફાંસીના લાકડાના સપાટામાથી શી રીતે છટકી ગયો છે? તું કેટલીવાર કોઇ તુરંગમાં બેડીઓ રહેવા દઇ ન્હાશી આવ્યો છે? અથવા જાહલું" એટલું પણ કહેવા રહ્યા શિવાય, દેશ નિકાલની કેઇ જગોએથી ચાલ્યો આવ્યો છે?"

અબદુલે શાન્તિથી બંને હાથ વાળી અદબ કરી.

"જો હું તમે કહોછો તેવોજ હું," તેણે પોતાના સ્વરથી સાંભળનારાઓને થરથરાવતાં, દબદબા ભરેલી રીત કહ્યું. "તો તે વળી વધારે સારૂં ભવિષ્યમાં હું ગમે તેઓ થાઉં. તોપણ ઇશ્વરને મારો વાંક કહાડવાનો હક નથી, કારણ કે હું જે અને જેવોછું. તેજ અને તેવોજ તેણે મને બનાવ્યો છે."

તે પાંચેખુનીઓ જરા આઘા ગયા, અને મસલત કરી. આ છુપી વાતચીતનો વિષય શો હતો તે સમજાવું તો સહેલુંજછે. આ પ્રમાણે ચાલતું હતું તે વખત અબ્દુલ શાન્તિ અને બે દરકારીથી બેશી રહેલો હતો.

થોડી મીનિટ પછી તેઓ પાછા આવ્યા.તેઓમાંનો એક જેનો ચહેરો ઘણોજ કદરૂપો હતો અને જેનું શરીર જોતાંજ ઘણો મજબુત હોય એમ લાગતું હતું તે બીજાઓ કરતાં થોડાં પગલાં આગળ આવ્યો અને તેણે અબ્દુલને નીચે પ્રમાણે કહ્યું:—

"સાંભળ ભાઇબંધ ! ખંભાતમાં ફક્ત પાંચજ લુંટારા છે; તેમને તું તારી સમક્ષ જુવે છે. તું છઠો થઇશ ? તને પુરતું કામ મળશે. તેની તો તારે ખાત્રીજ રાખવી. મારૂં નામ મહમદખાન છે અને હું આ ટોળીનો ઉપરી છું; આ રાતા મુચ્છાવાળો પહેલવાન ઉભો છે તેનું નામ રણમલ છે; પેલો શુરવીર જેની આંખો બિલાડાના જેવી ચળકેછે તે સાલેદીન છે; આજ રાતે તેં જેનાં હાડકાં ખોખરાં કર્યાં તેનું નામ શેરખાં; અને પેલો રમજાનની પાસે જાડા હોઠવાળો રાક્ષસ ઉભો છે, તે નહારસિહ કહેવાય છે. હવે તું અમને બધાને ઓળખેછે—અને તું દમડી વિનાનો ભૂત છે. તેથી અમારી ટોળીમાં તને આવવા દેવાને અમે ખુશી છીએ; પણ અમારે પહેલું એતો જાણવુજ જોઇએ કે તું અમારી સાથે દગો રમતો નથી ?"

અબદુલે મોં મલકાવી, તે જરા કસાણું કરી ખોખરા અવાજથી જવાબ દીધો—"હું ભુખે મરી જાઉછું."

"અલ્યા, એવા જવાબ દે. તું અમારી સાથે પ્રમાણિકપણાથી ચાલીશ."

"એ તો આગળ ઉપર એની મેળેજ જણાઇ આવશે."

"સાંભળ લુચ્ચા ! અને દગાનો પેહેલોજ શક આવશે કે તેની સાથે તું તારો જાન ખોઇશ. નવાબના મહેલમાં સંતાયો હોઇશ અને ખંભાતની સઘળી સતા તારૂં રક્ષણ કરતી હશે તોપણ--અરે ! નવાબની બાથમાંથી અને સેંકડો તોપોના રક્ષણમાંથી પણ તને પકડી આણી અમે તારો જીવ લઇશું. ગમે તો મસીદમાં જઇને બરા હેયોઇશ અથવા ગમે તો પીરની કબરમાં નાશીને છુપાયો હોઇશ તોપણ ખરા મધ્યાને પણ અમે તારૂં ખુન કરીશું. આ બાબત બરોબર વિચાર કર ? અને અમે ખુની લુંટારા છીએ, એ ભુલતો નહિ."

"તમારે આટલું બધું ભાષણ કરવાની કાંઇજ જરૂર નથી—પણ

મને પહેલું કાંઇ ખાવાને આપો; પછી તમારી સાથે તમે કહેશો ત્યાં સુધી હું તડાકા મારવાને તૈયાર છું. હાલ તો હું ભુખ્યો મરૂં છું. ખાનનો છેલ્લો દાણો મોંમાં ગયે ચોવીસ કલાક તોકયારનાએ ગયા છે."

રમજાને બધાંનાં ભાણાં પીરસ્યાં; ખોરાક ઉત્તમ અને સ્વાદિષ્ટ હતો અને સર્વ સાહિત્ય ગરમ તથા તાજુંજ હતું. દરેકની પાસે મધુર દ્રાક્ષ-રસથી ચળકતા પ્યાલાઓ મુકવામાં આવ્યા.

"અલ્યા! અહિં હિન્દુ અને મુસલમાન, બહેરો તો એકઠાજ બો-ગવે છે ને શું?" અબદુલ રણમલ્લ તથા નહારસિંહને રમજાને પીર-સેલાં ભાણાં ઉપર બેસતા જોઇ બોલી ઉઠયો.

મહમ્મદે ઉતર દીધો, "અમારા મંડળમાં કોઇપણ પ્રકારનો ભેદ અમે રાખતાજ નથી; હિન્દુ અને મુસલમાન એ બાઇ છે; ખુદાએ એ-મને પણ પેદા નથી કર્યા? મુલ્લાંઓ અને શાસ્ત્રીઓને સામસામાં માથાં કુટવાં હોય તો ભલે કુટે, પણ અમે તો—"

"ચાલો, હવે શરૂ કરો!" અબદુલ બોલી ઉઠયો.

લુંટારાઓનું ભોજન શરૂ થયું.

"જો એને જરાક પણ માણસનો આકાર હોત, તો કાંઇક પણ કં-ટાળા વિના એના સામું જોઇ શકાત," રમજાન પીરસતે પીરસતે બબડી. "એની માનું નક્કી સેતાન સાથેજ લગન થયું હશે કે તેને પેટ આવા ભયંકર ચહેરાવાળો પુત્ર પાકયો ખરો એણે કાંઇ મોંએ ઢાંકણું તો નહિ ઢાંકયું હોય?–પણ મેં તો આવું બદસુરત ઢાંકણુ પણ જોયું નથી."

અબદુલે એને કાંઇ ગણકારીજ નહી તેણે તો સ્વસ્થ ચિતથી આ-રોગવા માંડયું હતું તથા જાણે આવતા ૭ મહીનાનું સામટું ખાઇ લેવું હોયની એમ દારૂના પ્યાલા ઉડારતો જમેજ ગયો. તે લુટારા સાનંદાશ્ચ-ર્યથી એક બીજાની સામે જોવા લાગ્યા અને આવો કિમતી સાથી મળી આવ્યો તેથી એક બીજાને હર્ષની નીશાનીઓ કરવા લાગ્યા.

અબદુલ કોના જેવો હતો. એ જાણવાની વાંચનારની મરજી હોય તો તેમણે એક યુવાન અને મજબુત અવયવ વાળો માણસ ધારી લેવો. જો, તેનો ચહેરો જોઇ ભવભુતિ * તથા મિલટને વર્ણવેલા ભયાનક દેખા-વોમાં સર્વને કમકમાટી છુટાવે અને શરીરનાં રૂવે રૂવાં ઉભાં કરી દે એવાં ચિત્રોમાં પણ, સર્વથા ભયંકર અને કંટાળો ઉપજાવે એવો તથા સુંદર અવયવોની ખુબસુરતીને પણ ઢાંકી દે એવો નહોત તો દેખાવડો ગણાત

શ્યામ અને તેજસ્વી પરન્તુ લાંબા અને સીધા વાળ તેની ભુરી ગરદમ તથા પીતરંગી ચહેરાની આસપાસ આમ તેમ ઉડતા હતા તહેનું મોં એટલું પહોળું રહેતું કે તેના દાઢો તથા રંગી બેરંગી દાંત તેમાંથી ડોકિયાં કર્યા કરતાં હતાં, અને તેના ચહેરા ઉપર ચામડીનો એક એવા પ્રકારનો ધ્રુજારો નિરંતર થયા કરતો હતો કે જેની મુખાકૃતિ જોનારને તે હમેશાં જાણે દંતિયાં કર્યા કરતો હોયની, એમ લાગતું તેની આંખ ( કારણ તેને એકજ આંખ હતી તે) તેના માથામાં ઉંડી ઉતરી ગએલી હતી અને તેનો ડોળો જે જરાક પણ દેખાત તે તેની કાળી, વાળથી ભરચક થયેલી ભમર લીધે ઢંકાયલોજ રહેતો આપણે કોઇ છબીમાં પણ ભાગ્યેજ એકઠાં થએલાં જોઇએ છીએ એવાં સઘળાં અશિષ્ટ, બેડોળ અને ભયાનક સ્વરૂપોનું વિકરાળ સંમેલન એવી તો વિચિત્ર રીતે તેના ચેરામાં થએલું હતું કે, તે બુધ્ધિની મોભાયતા ( શિથિલતા ) દર્શાવતું હતું હૃદયની દુષ્ટતા સુચવતુ હતુ અથવા તે બંને સાથેજ રહેલાં છે એમ બતાવતું હતું એ સમજવું જોનારને મુશ્કેલ પડયા વિના રહે એમ ન્હોતું.

" હાશ ! હવે મને શાન્તિ વળી ! " અબદુલ એક દારૂથી ભરેલા પ્યાલાને આળશ ખાતાં લાત મારી, ઢોળી નાંખી કહ્યું " બોલો ! હવે મને જે પુછવું હોય તે પુછો મારા વિશે જે પુછશો તે બાબત જવાબ દેવાને નવરો થયો છું" મહમદે કહ્યું, "પહેલી વાત તો એ છે કે હમારે તારા જોરની પરિક્ષા કરવી પડશે કારણકે, આપણા ધંધામાં એની તો પહેલીજ જરૂર છે. તને કુસ્તી કરતાં આવડે છે ? "

"મને ખબર નથી અજમાશ કરી જુવો !"

રમજાન ! આઘીખશ; હવે જો, અબદુલ ! પેલા હજી શીખાઉ

એ એક સંસ્કૃત મહા કવિ. હતો "માલતી માધવ" નામનું નાટક ભયંકર રસનો અદભુત ચિતાર નજર આગળ ખડો કરેછે.

એ એક ઇંગ્રેજી મહા કવિ હતો તેનું Pardise Lost (સ્વર્ગપાત) નામનું કાવ્ય પણ એવાંજ અલૌકિક અને અદભુત ચિત્રો અનુપમ કારીગરી અને દ્વતીય શક્તિથી સમક્ષ તદ્દિશ કરે છે?

મિયશા શેરખાંની પેઠે અમારામાંથી બીજા કોને તું તેટલીજ સ્હેલાઇથી ગીરાવી શકે તેમ છે ? "

" બીજા કોને? " અબદુલ બોલી ઉઠયો. " તમને બધાને, અને વળી બીજા પાંચ છ તમારા જેવા નામર્દ કમબખ્તો તમારી સાથે હોય

તો તેમને પણ—" આટલું બોલી તે બેઠો હતો ત્યાંથી કુદકો મારી ઉઠયો, તલવાર દુર ફેંકી દીધી, અને પોતાની એક આંખ મચમચાવતો મલ્લની પેઠે હાથ તથા પગ ઉપર ફડાકા બોલાવતો ઉભો રહયો.

લુંટારા એક અવાજે તેના મોં સામું જોઇ ખડખડાટ હશી પડયા.

અબદુલે ગુસ્સામાં ગર્જના કરી, "ચાલો હવે ત્યારે કુસ્તી માટે ! વાર કેમ કર્યા કરોછો ?"

મહમ્મદે કહ્યું, "મારી શિખામણ માન; મારી એકલાની સાથે જેટલું થાય એટલું કરી જો, અને પછીજ તને ખબર પડશે કે તારે કેવા માણસોની સાથે કુસ્તી કરવાની છે. તું એમ ધારે છે કે અમે દાઢી મુછ વગરનાં છોકરાં, અથવા નાના નાજુક ગૃહસ્થો છીએ ?"

અબદુલ જવાબમાં માત્ર તિરસ્કારથી હશ્યો. મહમ્મદે પોતાનો મિજાજ ખોયો, અને તેના સોબતીઓ બુમો તથા તાળીઓ પાડવા લાગ્યા.

"ચાલો!" અબદુલે મોટો ઘાંટો કહાડી કહ્યુ, "હવે હું ખરેખર લ્હેરમાં છું; બચ્ચાઓ! સંભાળજો." અને એકદમ ઉભા રહી, તેણે જમ જેવા મમ્મદને એક બાળકની પેઠે ઉચકી માથા ઉપર ઉપાડીને ફેંકી દીધો; જમણા હાથ ઉપર ન્હારસિંહને તથા ડાબા હાથ ઉપર શેરખાંને એકેકા લાતથીજ જમીનદોસ્ત કરી નાખ્યા; સાલેદીનને પગ પકડીને ઓરડાને સામે ખુણે ફગોટી દીધો; અને રણમલને એકજ મુક્કીથી પાસેની પાટ ઉપર બેશુધ્ધ કરીને ચત્તાપાટ ગિરવી દીધો.

નરમ થએલા લુંટારા બરોબર શુધ્ધિમાં આવે તેને બે ત્રણ મિનિટ થઇ ગઇ; અબદુલ મત્ત પાડાની પેઠે બરાડા પાડવા લાગ્યો; આશ્ચર્ય પામેલી રમજાન આ ભયંકર દેખાવ જોઇ ધરુજવા લાગી.

"પેગંબરની કબરના સમ!" આખરે પોતાનાં ટીચાયલા અવયવો પંપાળતો મહમદ બોલી ઉઠયો, "આ ફક્કડતો અમારા પણ માથાનો મળ્યો. રમજાન ! સાંભળજે અને એને આપણા સારામા સારા ઓરડામાં રાખજે.

"એણે નક્કી સેતાનની સાથે દોસ્તી કરી હોવી જોઇએ;" સાલેદીન પોતાનું ઉતરી ગયેલું કાંડુ પાછું ઠેકાણે બેસાડતા બબડયો.

કોઇ પણ એની સાથે કુસ્તી કરવાને ફરીથી તૈયાર થયેલું જણાયું નહિ. રાત બહુ વધી ગઇ હતી, અથવા ખરૂં કહીએ તો સ્હવારનો પ્રકાશ જરા જરા દરિયા ઉપર કયારનો વિસ્તરવા માંડયો હતો. લુટારા છુટા પડયા અને સુવાને દરેક પોત પોતાના ઓરડામાં ગયા.

———:(૦):———

## પ્રકરણ ચોથું.

### ખંજર.

આ સુરતી રૂસ્તમ× ગમે તેટલો ભયંકર દેખાવનો હતો તોપણ તેને આ ટોળીના સભાસદ થયાને બહુ દિવસ થયા નહિ એટલામાં તો તેના સોબતીઓ તેને અત્યંત પ્રેમથી ચહાવા લાગ્યા. ખુનીના ધંધાને માટે તે સ્વભાવીક રીત્યેજ પોતાના મોટા શારીર બળ તથા હાજર જવાબીપણું અને તર્ક બુદ્ધિના સામર્થ્યને લીધે લાયક થયેલો હતો; અને તેથી પણ તેઓ તેને ચહાતા અને માન આપતા. અરે, રમજાનને પણ તેના ઉપર કાંઇ પ્રીતિ ઉત્પન્ન થવા માંડી હતી—પણ, ખરેખર ! એ બહુજ બદસુરત હતો.

અબદુલને જણાવવામાં આવ્યુ હતું તે પ્રમાણે, મહમદ આ હાનિ કારક ટોળીનો વડો હતો. તે દુષ્ટતાને સુધારાના ઉંચામાં ઉંચા શિખરે ચડાવનારાઓમાંનો એક હતો, કોઇ પણ પ્રકારના ભયને ગણકારે તેવો નહોતો, તથા ચપળ અને કાવતરાખોર, અને મુગલાઇ મહારાજ્યના મુખ્ય દિવાનો કરતાં પણ ઓછી મનોવૃત્તિઓ—અને લાગણીઓવાળો હતો. લુંટ અને ખુનની કિંમત, જે તેના સાથીઓ દરોજ લઇ આવતા, તે હમેશાં તેને સોપી દેવામાં આવતી હતી; તે દરેક માણસને તેનો ભાગ આપી દેતો અને બીજાને જે ભાગ આપતો, તેના કરતાં પોતાને માટે વધારે મોટો ભાગ રાખતો નહિ. તેને પરલોકમાં મોકલેલાં માણસોની સંખ્યા એટલી તો મોટી હતી કે તેને પણ તેમની સંખ્યા સ્મૃતિમાં રહી નહોતી; ઘણાંનાં નામ તે ભુલી ગયો હતો; પણ તેનો મોટામાં મોટો આનંદ નવરાશ—આરામ વખતોમાં, પોતાના શ્રોતાઓને પોતાનો લા; ક્ષણિક દાખલો જોઇ તેવીજ રીતે વર્તવાનું મન થાય એવા પરોપકારી ઇરાદાથી, આવી ખુનરેજી ભરેલી વાતોમાંથી પોતાને જે સાંભરતા તે, કહેવામાં હતો. તેનાં શસ્ત્રો બીજાઓનાં રહેતાં તેનાથી એક જુદાજ ઓરડામાં રાખતો, અને તે પણ તે ઓરડો ભરાઇ રહે એટલાં હતાં. તેમાં હજારો જાતનાં જુદાં જુદાં, મ્યાન વગરનાં તથા મ્યાનવાળાં બે—ત્રણ—અથવા ચાર ધારાં ખંજર જોવામાં આવતાં. ત્યાં બંદુકો, પિસ્તોલો અને બી-

---

× રૂસ્તમ, એ એક ઇરાની પહેલવાન હતો, જેનાં પરાક્રમોનું વર્ણન કવિ ફેરદુશીએ પોતાના "સાહનામા" નામના કાવ્યમાં ઘણીજ ઉત્તમ રીત્યે કરેલું છે.

જાં નવી નવી જાતનાં હથિયારો, વિવિધ પ્રકારનાં અને જૂદી જૂદી રીતે અસર કરતાં ઝેર, અને બાવા, યાહુદી, ભીખારી, શીપાઇ, સભાસદ, અથવા માછી, જેનો વેશ ધારણ કરવાનો હોય તે ધારણ કરવામાં ઉપયોગનાં દરેક પ્રકારનાં વસ્ત્રો હમેશાં રહેતાં.

એક દિવસ તેણે અબદુલને પોતાના શસ્ત્રાગારમાં બોલાવ્યો.

"એટલું તું લક્ષપુર્વક સંભારી રાખજે." મહમદે કહ્યું કે "હું અત્યારથી જોઈ શકુછું તે પ્રમાણે આગળ ઉપર તું સારૂં નામ કહાડીશ. તેં અત્યાર સુધી અમારીજ કમાઇનો રોટલો ખાધો છે; પણ હવે તારે તે આપ મેહનતથી પેદા કરવો જોઇએ. જો આ સારામાં સારા પોલાદનું ખંજર છે; તેના ઉપયોગનું મુલ્ય તારે તસુના પ્રમાણથી લેવું જોઇએ. જો તું તે તારા નિયોજકના દુષ્મનના પેટમાં એક તસુ ખોશી દે તો તને એક રૂપિયો મળવો જોઇએ; જો બે તસુ ખોશી દેતો દશ રૂપિયા; જો ત્રણ તસુ ખોશી દે તો સો રૂપિયા; અને જો આખું ખોશી દે તો મોં માગ્યું મુલ્ય લઇ શકે. આ વળી તેની પાસે કાચની કટાર છે; જેને તે વાગી તેનું તો નક્કી આવીજ બન્યું. જેવો તું ઘા કરે કે તરતજ તેનો છેડો ઘામાં ભાગી નાંખવો; અણિ ભાગી જઇ અંદર રહી જવાથી તેના ઉપર માંસ ફરી વળે છે અને ઘા રૂઝાઇ જાય છે, પણ તે અણિ ચિતામાં સુવાડે ત્યાં સુધી તેનોતો જીવ લીધાંજ કરેછે. વળી આ જો પોલું ખંજર! તેની પોલાણમાં એક પ્રકારનું જીવલેણ વિષ છુપાવીને ખંજરની અણિથી ઘા કર્યો હોય તેમાં, એક ગુપ્ત કળને અડતાંજ તે સઘળું વિષ એકદમ ઉતારી શકાય છે. આ ખંજરો તથા કટાર લે; એ આપવાથી હું તને ઘણોજ મોટો બદલો વાળી શકે અને લાખો ઘણું વ્યાજ આવી શકે એવી મુડીની બક્ષિસ કરૂછું એમજ માનજે."

અબદુલે આ વિનાશનાં યંત્રો હાથમાં લીધાં પણ તે લેતાં લેતાં તેનો હાથ સ્હેજ ધ્રુજ્યો.

"આવાં અનુપમ સાધનો તમારી પાસે હોવાને લીધે, નાણાંની કેટલી બધી મોટી અસંખ્ય રકમો તમે પેદા કરી શક્યા હશે.?"

"હરામખોર?" મહમદે ભવાં ચહડાવી ગુસ્સાથી જવાબ દીધો, "અમારામાં લુટફાટ તો તદ્દન અજાણીજ છે. શું તું અમને સાધારણ લુંટારા ચોર, વાટમારૂ, ઘરફાડુ અને એવા એવા બીજા હલકી જાતના લુચ્ચાઓની સાથે સરખાવે છે?"

"કદાચ હું તમને તેમનાથી પણ વધારે ખરાબ કહુ એમ તુ ધારતે હોઈશ; કારણ કે, જો સાચું પુછોતો, મહમદ ? એ જાતના લુચ્ચાઓ તો ફક્ત પૈસા અથવા માલ જેવી ફરીથી મેળવી શકાય એવી વસ્તુઓજ લઇ લેવામાં સંતોષ માને છે પણ આપણે બીજાઓ પાસેથી જે રત્ન લઇ લઇએ છીએ, તે મનુષ્યને એકજવાર મળે છે, અને એકવાર ખોવાયું તો ફરીથી મળી શકાતું નથી, ત્યારે આપણે તેના કરતાં પણ હજારો ઘણી વધારે ખરાબ લુંટ કરનારા નહિ ?"

મક્કાની પવિત્ર મસ્જીદના સમ ! અબદુલ ! મને લાગે છે કે તું તો અત્યારે બોધ દેવા બેઠો છે."

"સાંભળ મહમદ! કેયામતને દિવસ + ચોર વધારે ગુન્હેગાર ગણાશે કે ખુની, તે વિષે તુ શું ધારે છે?"

"હા ! હા ! હા!" મહમદ ખડખડાટ હસી પડયો.

"તુ એમ ન ધારીશ કે અબદુલ કાંઇ ઓછી હિમત અથવા ઓછો નિશ્ચય હોવાને લીધે આમ બોલે છે ફકત એક શબ્દજ બોલ અને પછી જો કે એક ક્ષણમાં ખંભાતની અડધી રાજસભાને ઠાર મારી નાંખુછું કે નહિ; પણ......"

"મૂર્ખા ! સાંભળ, સદગુણ અને દુર્ગુણની જુની થઇ ગયેલી છોકરમત વાતો ઉપર વિશ્વાસ રાખનારાઓથી ખુની ઘણોજ ઉચ્ચ પદે હોવો જોઇએ. સદગુણ શું છે ? દુર્ગુણ શું છે ? રાજ્ય રિવાજ, રીતભાત, અને જ્ઞાનને લીધે પવિત્ર મનાયલા નિયમો. હવે મનુષ્યો જે વસ્તુને એક વખત યોગ્ય પણ કેમ ન ગણી શકે ? જો અહિંની રાજયસભાએ માણસોને ખંભાતના રાજયતંત્ર વિષે ખુલ્લી રીતે અભિપ્રાય આપતાં અટકાવ્યા નહોત તો આવા મત સ્વતંત્ર રીતે પ્રકાશિત કરવામાં કાંઇજ ખોટું ન ગણાત અને આજ જેને બધા માણસો ગુન્હા તરીકે ધારેછે તેને તેનાં

---

+ મુસલમાન તથા ખ્રિસ્તીઓ 'પુનર્જન્મ'માં માનતા નથી અને તેઓ કહે છે કે કેયામતને દિવસે ( Day of Judgment ) ઇશ્વર સઘળાં મરી ગયેલાં માણસોને ઇન્સાફ કરશે; અને જેની જેવી કરણી તે પ્રમાણે તેને ઇનામ અથવા શિક્ષા આપશે. આ મત પ્રમાણે જોતાં આ ક્ષણિક જીવનમાં કરેલાં પાપ અથવા પુણ્યની શિક્ષા અથવા ઇનામ અન્ત કાળ સુધી મળવાનું; અને એથી મનુષ્યોને ઘણીજ વધારે સાવચેતી રાખવાની જરૂર રહે છે.

તેજ માણસે આવતી કાલે સ્વીકાર યોગ્ય અને સ્લાઘ્ય ધારત. તેથી આજ પછી એવા નકામા વ્હેમને તારા મગજમાં પેસવા દેતોજ નહિ. આપણે પણ નવાબ અને તેની રાજસભાના સભાસદોના જેવાજ મનુષ્યો છીએ. અને આપણામાં પણ સારા અને ખોટા વિષેના નિયમો ઘડી કહાડવાની, શું સારૂં કહેવાય અને શું ખોટું કહેવાય તે વિષે નિર્ણય કરવાની, તથા ફલાણાને સદગુણ કહેવો અને ફલાણાને દુર્ગુણ કહેવો, એ ઠરાવવાની, તેમના જેટલીજ બુધ્ધિ છે. ”

અબ્દુલ હસ્યો,—અને મહમદે વધારે ઉત્સાહથી આગળ બોલવા માંડયું.

“કદાચ તું મને કહીશ કે આપણો ધંધો નિંદ્ય છે, પણ ત્યારે ‘માન’ એ વસ્તુજ શું છે? તે ફક્ત શબ્દ છે, ખાલી અવાજ માત્ર છે, અને કલ્પનાએ ઉભું કરેલું હવાઇ પુતળું છે. કોઇ ધોરી રસ્તા ઉપર કોઈ કોઇને પુછ. કે ‘માન’ શી વસ્તુમાં રહેલું છે?—કંજુસ તને એમજ કહેશે કે ‘પૈસો એકઠો કરવામાં–રૂપિઆ થેલીઓને થેલીઓના ઢગલાઓનો સંગ્રહ કરવામાં. ‘ના. ના.’ કોઇ સ્ત્રી લંપટ-વિષયી તને જવાબ દેશે, ખરેખરૂં માન તો દરેક સુંદર યૌવનના પ્રિયતમ થવામાં અને દરેક સદગુણી સ્ત્રીનો સદગુણ તોડાવવામાંજ રહેલું છે.’ ‘કેટલી મોટી ભુલ! શુરવીર સરદાર વચમાં બોલી ઉઠશે, ‘ શહેરો જીતવાથી, લસ્કરો નાશ કરવાથી અને આખા પ્રાન્તોના પ્રાન્તો નાશ કરવાથીજ ખરૂં માન મેળવાય છે?’ વિદ્વાન પોતે પુસ્તકોનાં જેટલાં વધારે પાનાં વાચ્યાં અથવા લખ્યાં, તેટલું વધારે માન મેળવ્યું સમજેછે; કંસારો તેણે જેટલાં વાસણ ઘડયાં અથવા સમાં કર્યાં તેટલું માન મેળવ્યું ધારે છે; તપસ્વિની સ્ત્રી પોતે જેટલાં સત્કાર્ય કર્યાં અથવા કુકર્મો ન કર્યાં એટલું વધારે માન મેળવ્યું ધારે છે; અને નખરાંખોર સ્ત્રી પોતાના આશકોની સંખ્યામાં તથા નવાબ પોતાના રાજ્યના વિસ્તારમાં પોત પોતાનું માન સમજે છે; આ પ્રમાણે, મારા દોસ્ત! દરેક મનુષ્ય બીજાઓના ધારવા કરતાં જુદીજ વસ્તુમાં માન છે એમ સમજે છે. આમ છે તો ખુનીએ, પોતાના હુન્નરની સંપુર્ણતામાં અને દુશ્મનના હૃદયમાં વગર ચુકયે ખંજર ખોસી ઘાલતાં શીખવામાં, માન છે એમ શા માટે ન ધારવું જોઇએ?”

“ મારા જીવના સમ, મહમદ! તેં ખુનીનો ધંધો સ્વીકારયો એ બહુજ ખોટું કરયું; લોકોએ ખરેખરે એક ઉત્તમ ફિલસુફ ખોયો છે. ”

"હે, તને એમ લાગે છે ?–ખરી વાત તો આ છે, અબ્દુલ ! હું એક કાઝીને ઘેર ભણતાં શીખ્યો હતો: મારો બાપ અમદાવાદનો એક સારા દરજ્જાવાળો મોલવી હતો અને મારી મા જે પોતાની નીતિ અને દયા માટે બહુજ વખણાતી તે અજમેર કાઝીની છોકરી હતી. તેથી હું અભ્યાસ સારો કરીશ અને તેમાં ઠીક નીકળી આવીશ, એમ બધાને મારે માટે આશા રહેતી હતી; મારો બાપ જે બહુ ભલો માણસ હતો તેનેતો વળી મને મોલવી બનાવવાનો પણ ઘણોજ આગ્રહ હતો. પણ મેં થોડા વખતના અનુભવથીજ જાણી લીધું કે મારી કજીયા દલાલના ધંધામાં બહુ હુંશીયારી છે. મે મેં મારી બુધ્ધિએ સુચવેલો ધંધો ગ્રહણ કરયો; પણ હજી મારો અભ્યાસ નકામો ગયો નથી, કારણ કે મારા પોતાના વિચારે ઉત્પન્ન કરેલાં હવાઇ ભુતથી બ્હીવરાવવા કરતાં વધારે સારી-ફિલસુફી તેણે મને શીખવી છે. મારા મિત્ર ! મારા દાખલા પ્રમાણે ચાલ અને તેથી નિઃસંશય સુખી થયા વિના રહીશ નહિ."

———:(૦):———

## પ્રકરણ ૨ જું.

### એકાન્ત.

અબ્દુલ ખંભાતમાં આવ્યો આશરે છ અઠવાડિયાં થઇ ગયાં હતાં, અને હજી પણ, જોઇએ તેવી યોગ્ય તક નહિ મળવાથી અથવા વૃત્તિ નહિ હોય તેથી તેણે પોતાનાં ખંજરો મ્યાનમાંજ રહેવા દીધાં હતાં, આમ થવાનું કાંઇક કારણ; તેનો હજી શહેરની ગલીગુચીઓ તથા આડા અવળા છુપા રસ્તાઓ વિષેની અજ્ઞાનતાને લીધે પણ હતું; અને કાંઇક કારણ એ પણ હતું કે, પોતાના ઘાતકી ઇરાદાઓ પાર પાડવાને બીજાની મદદ શોધતો હોય એવો ગ્રાહક તેને હજી મળ્યો ન્હોતો.

આવી કામની તંગી તેને ઘણીજ કંટાળા ભરેલી લાગતી; તેને કામ કરવાનો ઘણોજ ઉત્સાહ હતો. પરંતુ આળસમાં પડી રહેવું પડતું હતું.

ચિંતાશીલ હૃદયથી તે ખંભાતમાં ભટકતો અને એકેકે પગલે એકેકો નિસાસો નાંખતો. તે જાહેર જગાઓમાં, વીથીઓમાં, બગીચાઓમાં, તથા આનંદ મેળવી શકાય એવે દરેક સ્થળે જતો, પણ કોઇ જગોએ તે શોધતો તે—શાન્તિ તેને અપ્રાપ્યજ રહેતી.

એક દિવસ ખંભાતની પાસેની એક ઘણીજ સુંદર ટેકરી ઉપર આવેલા એક સાર્વજનીક બાગની પણ પેલી પાસ આથડતો આથડતો ગ-

યો; વ અનુપમ કુંજો અને સુરમ્ય વિલાસભુવનોની પણ પેલી તરફ ગયો અને દરિયા કિનારે બેદરકારીથી જમીને પડ્યો; રૂપેરી ચાંદનીમાં રમતાં સમુદ્ર તરંગો, તેના હૃદયને ઘણાજ આનંદન લાગ્યા.

"ચાર વર્ષ ઉપર" તે એક નિસાસો મુકી બોલવા લાગ્યો. "એક આવી દિવ્ય સન્ધ્યાને વખતે મેં અમીનાના મૃદુ ગાલ ઉપર પ્હેલીજવાર ચુંબન લીધું હતું અને અમીના મને ચહાતી હતી તે પણ તેના મોંથા તેજ વખતે સાંભળ્યું હતું."

તે બોલતો બંધ થયો, અને તેનાં હૃદય ચક્ષુઓ આગળ ખડા થતાં શોકમય પુનઃસ્મૃતિનાં ચિત્રોમાં તેનું મન આકર્ષાઇ ગયું.

તેની આસપાસ દરેક વસ્તુ કેવી શાન્ત અને સુનકાર ભરેલી હતી! લીલી લીલી ઘાસમાં રમતાં બાલ અનીલનો સ્વર પણ સંભળાતો નહોતો; દરિયામાં મોજાં જાણે તેને ખાતરજ ચુપ થયાં હોયની, એમ શાન્તિમાં, ચુપચુપ રમ્યા કરતાં હતાં. પણ અગદ્ભાના હૃદયમાં એક મોટું તોફાન જોરથી ફુંકાયા કરતું હતું.

"ચાર વર્ષ ઉપર મને સ્વપ્ને પણ નહિ હતું કે એવો વખત પણ આવશે, જ્યારે મારે ખંભાતમાં એક ખુનીનો ધંધો સ્વીકારવો પડશે! અરે, મારા યોવનના સુગી દિવસોમાં મારા ઉપર સ્મિત કરતાં આનન્દનાં જાગૃત સ્વપ્નો, કીર્તિ મેળવવાની યોજનાઓ, અને સુનેરી આશાઓ એ સર્વ ક્યાં ઉડી ગયાં? હું હાલ તો એક ખુની છું; તેના કરતાં ભીખારી થવું પણ ઘણે અંશે ઉત્તમ છે.

"જ્યારે મારા ભલા વૃદ્ધ પિતાજી મારા શરીરની આસપાસ બંને હાથ નાંખીને મને છાતી સરખો દબાવી, ચુંબન કરતા અને પિતૃ ગર્વથી "મારા વ્હાલા પુત્ર! તું એક દિવસ પરવીઝ એ નામ જગ પ્રસિદ્ધ અને કીર્તિવન્ત કરવાનેજ સરજાયલો છે, એમ કહેતા ત્યારે ઓ ખુદા! મારૂં લોહી કેટલું ઉછળતું! મેં ભવિષ્યમાં કરવાનાં ઉન્નત કામો વિષે શું શું ધાર્યું ન્હોતું?—શી શી લાગણીઓ રાખી ન્હોતી? તે પિતાજી હાલ બેહસ્તમાં છે, અને તેજ પુત્ર હાલ ખંભાતનો એક ખુની છે! મારા શિક્ષા ગુરૂઓ મને હમેશાં વખાણતા અને મારી બુદ્ધિનો પ્રભાવ જોઇ આશ્ચર્ય પામતા; અને વખતે તો તેઓ પોતાના હર્ષના ઉત્સાહમાં એટલા બધા ખેંચાઇ જતા કે મારો વાંસો ઠોકીને બોલી ઉઠ્યા કે 'અમીર તું એક દિવસ પરવીઝ નામને અમર કરીશ અને તારી સાતે પેઢી ઉદ્ધા-

શીશ. હા ! તે મધુરતરંગની સુખા ઘડાઓમાં ભવિષ્ય કેવાં સુન્દર અને પ્રકાશિત સ્વરૂપ ધારણ કરી નજર આગળ ખડુ થતુ ? જ્યારે કોઇ ઉતમ સત્કાર કરી આનન્દથી વિજયી થઇ ઘેર આવતો અને અમીનાં આ ક્ષુદ્ર શરીરને પોતાના સૌવર્ણ કરસંપુટમાં અનુપમ પ્રેમથી સ્વીકારી લેતી ત્યારે કેવી દિવ્ય પણ દશ્યમાન થતી અને જ્યારે તે મને છાતી સરખો ચાંપી કહેતી કે મહાન પરવીઝના ઉપર પ્રેમ કોને આવ્યા વિના રહે ! ત્યારે,...નશીબ ! ખુદા ! એ ભુતકાળનાં સ્વપ્નાં ! તમે હવે એકદમ* ઉડી જાઓ; તમારી સ્ફુરિત સ્મૃતિ પણ મને ગાંડો બનાવી મુકે છે. ”

તે પાછો શાન્ત થયો ! તેણે ગુસ્સાથી પોતાનો ઓઠ કરવા માંડયો, આકાશ તરફ એક હાથ ઉંચો કર્યો, અને બીજા હાથથી કપાળ કુટયું.

“એક ખુની......બાયલા અને હરામખોરોનો ગુલામ......દુનિયામાં જોવામાં આવતા લુચ્ચામાં લુચ્ચા બદમાશોનો સોબતી......મહાન પરવીઝની હાલ આ દશા થઇ છે ! છીઃ! ધિક્કાર છે તેના ઉપર ! અને હજુ પણ નિર્દય ભાવિ મને તેવીને તેવી સ્થિતિમાં બાંધી રાખે છે. ” તે કેટલોક વિચાર કર્યા પછી એકદમ જમીન ઉપરથી કુદકો મારી ઉભો થયો અને તેની આંખો કોઇ નવાજ પ્રકારના તેજથી પ્રકાશવા લાગી. તેનો ચહેરો બદલાઇ ગયો હતો; અને તેનો શ્વાસ હાલ ધીમે ચાલતો હતો.

“હા ! ઇશ્વરના સમ, હા ! અમીર પરવીઝ ગમે તેટલો મોટો હતો. તોપણ તેવું તો હાલ મારાથી થઇ શકાય તેમ નથી. પણ મને ખંભાતના ખુની તરીકે મોટો થતાં, શું આડે આવી શકે તેમ છે ? પવિત્ર સુખી આત્માઓ ! તે આકાશની તરફ બે હાથ જોડી, ઘુંટણીએ પડી, ખરે ખરા ગંભીર સોગન લેતો હોય તેમ બોલી ઉઠયો. “ મારા પિતાજીના આત્મા ! મારી અમીનના આત્મા ! હું તમારો થઈ, તમને નાખુશી લાગે એવું કામ કદી પણ કરવાનોજ નથી. હું અહિં સોગન લઉ છું ત્યાં જો તમારા આત્માઓ આવી શકતા હોય તો, આ હું સોગન લઉ છું તે સાંભળો, કે ખુની કોઈ દીવસ પોતાની ઉત્પતિ ધિક્કારાય એવું કદી પણ કરવાનો નથી; અને તમને દુઃખાર્ત અંતકાલ સમયે જે આશાઓએ શાન્તિ પમાડી હતી તે નિષ્ફળ જાય એવું પણ કદી કરવાનો નથી. ! જ્યાં સુધી હું જીવું છું ત્યાં સુધીનો આ દુષ્ટ ધંધામાં એકલોજ રહીશ અને મહારૂં નામ જે મારાં કૃત્યોની કીર્તિવાન થયેલું હશે તેની તરફ ભવિષ્યની

* સ્વર્ગ.

પ્રજાઓને પણ માનની દૃષ્ટિથી જોવાની ફરજ પડશે.'

તેણે પોતાનું માથું જમીનને અડયું ત્યાં સુધી નીચું નમાવ્યું અને આંસુની નદીઓ તેની આંખમાંથી વહીને નીચેની શુષ્ક ભુમિની તૃષાને તૃપ્ત કરવા લાગી; તેનું હૃદય મહાન વિચારો તથા આશાઓથી ભરાઇ ગયું; તે એવા એવા વિચિત્ર ઇરાદાઓ અને તરંગોમાં ચાલ્યો ગયો કે આખરે તેનું મગજ પણ ગુચવાઇ ગયેલું જણાયું; અને એકાદ બીજો કલાક જમીન ઉપર બેઠાં બેઠાં વિચારો કર્યા પછી તે તેમને પરિપુર્ણ કરવાના ઇરાદાથી ઉઠી ઉભો થયો.

" હું મનુષ્ય જાતિની સામે પાંચ દૃષ્ટ ગળાં કાતરૂઓની સાથે કોઇ પણ પ્રકારના કરાર–અથવા એકસંપમાં ઉતરવા માગતો નથી. હું એકલોજ આખા રાજ્યને ધ્રુજાવીશ અને આઠ દિવસ થયા નહિ હોય એટલામાં તો તે સઘળા દુરાત્માઓ ફાંશીને લાકડે લટકશે. ખંભાતમાં પાંચ લુંટારા હવે રહેવાના નથી; એક–ફકત એકજ આ શહેરમાં રહેશે અને તેજ એકલો નવાબને પણ ગણકારશે નહિ, ખરા અને ખોટાનો ન્યાય કરશે. અને પોતાના અભિપ્રાય પ્રમાણે ઇનામ આપશે અને સજા કરશે. આઠ દિવસ ગયા નહિ હોય એટલામાંતો આખું રાજ્ય આ મનુષ્યજાતીમાંથી દેશનિકાલ થયેલા નરાધમોની હાજરીમાંથી મુકત થશે અને હું એકલોજ અહિં રહીશ ! પછી ખંભાતનો દરેક બદમાસ જે મારા સાથીઓની કટારોને કામમાંને કામમાં વપરાયલી રાખે છે, તેને મારી પાસેજ આવવું પડશે; અને પછી, જે સઘળા શ્રીમાન રખડેલાની સાથે મહમદ અને તહેના સોબતીઓ ઘાતકી વ્યવહાર ચલાવે છે, તેમનાં નામ મને જણાશે; અને પછી અબદુલ ! અબદુલ ! ફકત એકજ નામ ! ખંભાત સાંભળ અને ધ્રુજ!"

પોતાની આશાના અસીમ સ્વરૂપથી મત્ત થયેલો અબદુલ તે સ્થળેથી દોડયો; એક માછીને બોલાવીને હોડીમાં બેઠો અને રમજાનના ઘર ભણી ગયો, જ્યાં લુંટારા કયારનાએ શાન્ત નિદ્રાના સુખકર આલિંગનમાં લીન થયા હતા.

———(૦)———

## પ્રકરણ ૬ ઠું.

### ગુલબદન નવાબની મનોહર ભત્રીજી.

" સાંભળ, દોસ્ત ! " બીજા દિવસના સહવારમાં ઉઠયા પછી મહમદે

અબદુલને કહ્યું. આજ તારે આપણા ધંધામાં પહેલું પગલું ભરવાનું છે."

"આજ ?" અબદુલ ગભરાતો બોલી ઉઠયો, "તારી ચાલાકી મારે કોના ઉપર બતાવવાની છે ?"

"ખરૂં પુછે તો, તે એક નાજુક સુંદરી ઉપર છે; પણ નવા શિખનારને પહેલુંજ આવરૂં કામ ન સોંપવું જોઇએ," મહમદે હસતે મોંઢે કહ્યું, "અને તું તારા આ પ્રથમ પ્રયત્નમાં કેટલી હુંશિયારીથી વર્તે છે તે જોવાને હું પણ તમારી સાથેજ-આવીશ."

"હે !" અબદુલ બબડયો, અને મહમદ સામું તેણે નખથી તે શિખાસુધી અનિમેષ દ્રષ્ટિથી જોયા કર્યું.

"આજ સાંજે ચાર વાગે તું શહેરના દક્ષિણ બાજુએ આવેલ આંબુતાબી-બાગ આવેલો છે, ત્યાં મારી સાથે આવજે. આપણે જવાનાતો વેશ બદલીને જતો. આ બાગમાં કેટલીક રમણીય જગ્યાએ બહુ સારાં હમામખાનાં આવેલાં છે, તે હમામખાનાંમાં ન્હાયા પછી, નવાબની ભત્રીજી દીવનીx સુન્દર ગુલબદન બેગમ, કોઇપણ માણસ સાથે રાખ્યા શીવાય, પણીવાર એકલી બાગમાં ફરવા નીકળે છે. અને તે વખત સમજ્યોને ?"

"અરે તું તો મારી સાથે આવીશજને ?"

"હા. આ તારૂં પ્રથમ સાહસ જોવાને હું પાસેજ રહીશ, હું દરેક નવા માણસની સાથેજ એજ પ્રમાણે વરતું છું."

"મારે ખંજર કેટલાં તસુ ઉંડું ખોશી દેવું ?"

"છેક હાથા સુધી મારા બચ્ચા ! છેક હાથા સુધી !—તેના માતની જરૂર છે, અને આપણને બદલો પણ રાજ યોગ્ય—નવાબીજ મળશે. ગુલબદન કબરમાં સુતી કે આપણે જીંદગી લગી કમાવાનું રહેશે નહિ."

આ બાબતને લગતા દરેક વિચારનો નિર્ણય કરવામાં આવ્યો મધ્યાહ્ન પણ થઇ ગયા અને આશરે ચારેક વાગ્યાનો સમય થયો કે તે બંને જણ બહાર નીકળી પડયા જ્યારે તેઓ આફતાબી બાગ આગળ આવી પહોંચ્યા ત્યારે ત્યાં લોકોની નિત્ય કરતાં પણ વધારે ગર્દી થયેલીજોઇ. દરેક

---

x ગુલબદનનો બાપ પોતાના મૃત્યુ પહેલાં દીવ બેટનો સરદાર હતો અને તેથી તેની પુત્રી માનને ખાતર હજુ પણ દીવની બેગમ ગણાતી.

છાંયડા વા રસ્તો પુરૂષો તથા સ્ત્રીઓથી * ભરપુર હતો. બાગની અંદરની દરેક કુંજ ખંભાતના ઉતમોતમ કુટુંબોથી પરિપૂર્ણ હતી. ઠેકાણે ઠેકાણે સ્નેહી મંડળો મીઠા પવનની ઝીણી લહરિઓમાં વિશ્રાન્ત થતાં હતાં; અને ચારે તરફથી ચાલ્યા આવતા સંગીત તથા વાદ્યના પ્રકારના મિશ્રિતસુર તેમનાં આર્દ્ર થએલાં હૃદયોમાં એક નવાજ પ્રકારના આનન્દના અંકુર પ્રકટ કરતા હતા.

અબદુલ લોકનાં ટોળાંઓમાં ભળી ગયો. એક ગૃહસ્થાઇ બતાવતી વાળની ટોળીથી તેનો કંટાળો ઉપજાવે એવો ચહેરો છુપાવ્યો હતો; તેણે સંધીવાથી પીડાતાં એક વૃદ્ધ પુરૂષની ચાલ અને રીતભાત ધારણ કરી હતી અને ત્યાનાં એકઠાં થએલાં મંડળોમાંથી લાકડીનો ટેકો દઇ ધીમે ધીમે ચાલતો હતો. તેનો ઝબ્બો તથા પોશાક ઘણો કીમતી હોવાથી સઘળે ઠેકાણે લોકો તેનું સારૂં સન્માન કરતા અને બાહ્ય દેખાવ ઉપરથી રાજ્યના વ્યાપાર નવાબના દુશ્મનોના ઇરાદાઓ, તથા બીજી જુદી જુદી જાતની પરચુરણ બાબતો સંબંધી કોઇ પણ મનુષ્ય તેની સાથે વાત કરતાં ખંચકાતું નહોતું. અબદુલ પણ આમાના કોઇ પણ વિષય ઉપર વાત કરવામાં પાછો હઠે તેમ નહોતો.

આવી રીતે તેણે ગુલબદન બાગના કીયા ભાગમાં હતી, તેણે કેવો પોશાક પહેરેલો હતો, અને તે કઇ જગોએ મળવાનો સંભવ હતો, એ સર્વ વિષે સત્વર ખબર મેળવી.

પછી તેણે તે તરફ ધીમે જવા માંડયું અને મહમદ પણ તેની પાછળ પાછળ સંતાતો ચાલ્યો.

એકલી, અને એક ખુણામાં આવેલી નિર્જન કુંજમાં દીવાના બેગમ અને ખંભાતની સુન્દરીઓમાં અનુપમ સૌંદર્યવાળી મનોહર, ગુલબદન શાન્તિમાં બેઠી હતી.

અબદુલ તે કુંજ પાસે આવ્યો; તેના પ્રવેશ માર્ગ પાસે પહોંચ્યો કે જાણે એકાએક કાંઇ માંદો થઇ ગયોની એમ ધ્રુજવા લાગ્યો, અને તેથી

---

* અહિં સ્ત્રીઓને આવેલી જોઇ, આપણા જેવા મુસલમાન કોમની સુંદરીઓને જનાનામાંજ જોનારનેજ આશ્ચર્ય લાગે એ સંભવિત છે; પણ મધ્યકાળની શરૂઆતના ઇતિહાસમાં એક એવો પણ વખત હતો કે જ્યારે મુસલમાન સ્ત્રીઓ પણ હિન્દુઓની જેટલીજ છુટથી બહાર ફરતા એટલુંજ નહિ, પણ તેઓ રાજ્યકાજમાં પણ ભાગ લેતા ખચકાતી નહોતી.

ગુલબદનનું ધ્યાન ખેંચાયું.

" ઓ ખુદા ઓ તકદીર ! તે બોલી ઉઠયો. "અહિં એવું કોઇ પાસે નથી કે જે આ ઘરડા માણસના ઉપર દયા લાવે ?"

નવાબની ખુબસુરત ભત્રીજી કુંજમાંથી તરત બહાર આવી અને તે દુઃખ પામતા વૃદ્ધ પુરૂષને સહાય કરવા દોડી.

" બાવાજી ! તમને શું થાય છે ?" દયાર્દ્ર અંતઃકરણથી થયેલી ચિન્તાતુર મુખાકૃતિથી, તેણે મધુર સ્વરમાં પુછયું.

અબદુલે પાસેની કુંજ આંગળીથી બતાવી, જયાં ગુલબદન તેને ધીમે ધીમે લઇ ગઇ અને એક સુંવાળી બેઠક ઉપર બેસાડયો.

" બાઇ સાહેબ ખુદા તમારૂ કલ્યાણ કરે ! " ધ્રુજતે અવાજે અબદુલે કહ્યું; તેણે પોતાની આંખો ઉંચી કરી; તેની તથા ગુલબદનની આંખો મળી, અને એક ગુલાબી યૌવન પુષ્પ તેના ગાલ ઉપર ખીલતું અબદુલની નજરે પડયું.

ગુલબદન, આ ગુપ્ત ખુનીની પાસે ગુપચુપ ઉભી રહીઃ અને તે વૃદ્ધ પુરૂસના દરદને માટે હેતાળ સ્વભાવને લીધે મનમાં ફિકર કર્યા કરતી હતી. અહા ! સુન્દરી ! તારૂ માયાળુ અંતકરણ પુરૂષ દૃષ્ટિએ પડતા ચહેરાને કેટલો બધો વધારે મનોહર બનાવે છે ? તેણે પોતાનું ખુન કરવાને આવેલા દુષ્ટ ઉપર પોતાનું શરીર વાળી, મીઠા અને મૃદુ શબ્દોમાં તેને પુછયું, " બાવાજી ! હજી તમને ઠીક થયું નથી ? "

" ઠીક ! " તે દગો કરનારે ધીમે, લથડતા અવાજથી જવાબ દીધો, " ઠીક ? અરે ? હા. હા. હવે કાંઇક ઠીક છે. તમે-હમે તો નવાબસાહેબનાં ભત્રીજી હશો ? દીવનાં અમીરજાદી ગુલબદન બેગમ ?"

" હા, એજ."

"અરે, બેગમ સાહેબ !—મારે તમને કાંઇક કહેવાનું છે-તમે હમે હમારી જાન સંભાળજો—ચમકસો નહિ—મારે જે કહેવાનું છે તે ઘણીજ અગત્યનું છે અને તેમાં બહુ સંભાળથાને, ડહાપણથી કામ લેવાનું છે. અરે ! ખુદા ! દુનિઆમાં એવા પણ ક્રૂર ઘાતકી માણસો હોય છે—બાનુ ! તમારી જીંદગી જોખમમાં છે. "

તે યૌવના એકદમ ચમકી, પાછી હઠી; તેના ગાલ ઉપરથી રંગ ઉડી ગયો, અને મુખાકૃતિ મત્યુના સપાટામાં આવી ગઇ હોય એમ સફેત થઇ ગઇ.

" તમારૂં ખુન કરવાનો ઇરાદો રાખનાર માણસને તમારે જોવો છે? તમારો વાંકો વાળ પણ નહિ થાય, પણ જો જીવવાની ઇચ્છા હોયતો મુંગાં રહેજો. "

ગુલબદનને પોતાને શુ કરવું તે કાંઇ સુઝયું નહિ; તે વૃદ્ધ પુરૂષની હવે તેને બીક લાગવા માંડી.

• " બેગમ સાહેબ! ડરશો નહિ; હું તમારી પાસેછું ત્યાં સુધી તમારે કાંઇ પણ બોલવાનું નથી;-અને તમે અહીંથી જાઓ તે પહેલાંતો તમારૂ ખુન કરવા ઇચ્છનારને તમે તમારા પગ આગળ મડદું થઇ પડેલો જોશો. "

ગુલબદને નહાશી જતી હોય તેમ પગલું ભરવા માંડયું; પણ એવામાં એકદમ તેણે પોતાની પાસે બેઠેલા માંદા, ઘરડા માણસને બદલાઇ ગયેલો જોયો. જેને ક્ષણેક ઉપર થોડાં વાકયો બોલતાં પણ બહુ શ્રમ લેવો પડતો હતો, અને જે પાંદડાની પેઠે ધ્રુજતો બેઠક ઉપર પડી રહયો હતો, તે એક રાક્ષસના જોરથી કુદી ઉઠયો અને તેના એક હાથ પકડી પાછી ખેંચી લીધી.

" ખુદાને ખાતર!" તે બોલી ઉઠી, "ઇશ્વરને માટે મને છોડી દો! મને જવા દો!"

"બાનુ! જરા બીશો નહિ; હું તમારૂં રક્ષણ કરીશું." એમ કહી અબદુલે પોતાના હોઠથી એક સીસોટી વગાડી તીણો અવાજ કહાડયો.

પાસેના એક ઝાડોના ઝુંડમાં સંતાયલો મહમદ એકદમ બહાર નીકળી આવ્યો અને તે કુંજમાં પેઠો.

અબદુલે ગુલબદનને એક બેઠક ઉપર બેસાડી દીધી અને મહમદને મળવા જતો હોય એમ તેની સામો જઇ તેના હૃદયમાં હાથમાંનું ખંજર એકદમ ખોશી દીધું.

એક સ્વર પણ કહાડયા શિવાય તે લુંટારાઓનો સરદાર અબદુલના પગ આગળ પડયો. જરાવારમાં તેના ગળામાંથી મોતનો ઘરેડો સંભળાવા લાગ્યો અને થોડાક કમકમાટી ઉપજાવે એવા આંચકા ખાધા પછી તેનો પ્રાણ કરેલાં કૃત્યનો જવાબ આપવાને પોતાના કર્તાની હજુરમાં ચાલ્યો ગયો.

હવે મહમદનાં જીવ લેનારે બીજી તરફ દ્રષ્ટિ ફેરવી અને ગુલબદનને અર્દ્ધ મુર્છિત સ્થિતિમાં બેઠક ઉપર પડી રહેલી તેણે જોઇ. " સુન્દર ગુ-



લબદન ! તમારી જીંદગી બચી ગઇ;" તેણે કહ્યું " જે દુષ્ટ મને તમારૂં ખુન કરવાના ઇરાદાથી અહિં લઆવ્યો હતો તે લોહી લુહાણ આ પડયો. હવે તમે શાન્ત-સ્વસ્થ થાઓ; તમારા કાકા નવાબની પાસે જાઓ અને તેને કહેજો કે આજે તમે જીવોછો તે અબદુલને લીધેજ !"

ગુલબદન બોલી શકી નહિ. ધ્રુજતે ધ્રુજતે તેણે પોતાના હાથ તેના તરફ લંબાવ્યા, તેનો હાથ લીધો અને હૃદયની મૌન ઉપકારની વૃત્તિથી તે પોતાને ઓઠે દાબ્યો,

આ દુખાર્ત્ત હૃદયની મનોહર યોવના તરફ અબદુલ સાનંદાશ્ચર્યથી જોઇજ રહયો અને એવી સ્થિતિમાં આવું સુન્દરતાનું અમીમય ઝરણું કોના હૃદયમાં પોતાના દર્શનની પિપાસા ઉત્પન નહિ કરે ? ગુલબદન સત્તરેક વર્ષની થઇ હતી; તેના નાજુક અને આનન્દન અવયવો, એક આછુંઝીણું શ્વેત વસ્ત્ર, જે તેના શરીરની આસપાસ અનેક કરચોલીઓમાં વીટાયલું હતું, ત્હેમાંથી, ધુમ્મસમાંથી પ્રકાશતા પૂર્ણ ચન્દ્રની પેઠે લલિત રમ્યતામાં દેખાયા કરતા હતા. ત્હેની મૃદુ સુંન્દર આંખો, જેમાંથી દિવ્ય નિર્મળતાનો પ્રકાશ દ્રવતો હતો. હસ્તીદંત જેવું શ્વેત વિશાળ કપાળ, જ્યાં કાળા ચળકતા વાળની લટો રમતી હતી; ગુલાબી ગાલ જ્યાંથી ચોક પ્રફુલ્લિત ગુલાબને ભીતિચોરી ગઇ હતી; અને પરવાળાં જેવા ઓઠ, જેમાંથી દાડમની કળિયો જેવા દાંત તે બોલતી અથવા હસતી તે વખત ડોકિયાં કર્યા કરતા હતા;–આવા આવા અનુપમ સ્વાભાવિક સૌંદર્યને અદ્દ્ભૂત, વિશુદ્ધ કાન્તિ વાળી ગુલબદન, જેના શરીરમાં કોઇ પણ કૃતિ જે દિવ્ય સુન્દરતામાં ખામિ લાવે તેવી હતીજ નહિ અને સૃષ્ટાએ જેને પોતાની બધી ઉત્તમ કારીગરીઓમાંના ઉત્તમોત્તમ ભાગ એકત્ર કરી બનાવી હતી, તેને–જોતાં દુઃખી અબદુલ પાંચેક મિનિટ પોતાની સ્થિતિજ ભૂલી જાય તો તેમાં કાંઇ આશ્ચર્ય નહોતું; આ પાંચ મિનિટમાં તેણે પોતાના આખા જીવન પર્યંતનું એક આશા સ્વરૂપ–આખી જીંદગીની શાન્તિ લુંટી લે એવું પૂતળું–પોતાના હૃદયમાં કોતરી કહાડયું.

તે આખરે બોલી ઉઠયો, "પેગંબરના સમ! ગુલબદન તું ખરેખરી મનોહરજ છે; અમીના પણ વધારે સુન્દર નહોતી !"

તેણે પોતાનું માથું નમાવી, તે સુન્દરીના ફિક્કા પડી ગયેલા ગાલ ઉપર ચુંબન લીધું.

"અરે ભયંકર માણુસ ! મ્હારી પાસેથી તું દુર જા !" તે હવે

ભયથી ધ્રુજતી બોલી ઉઠી "અહિંથી જા!"

"ઓ ગુલબદન! તું આટલી બધી ખુબસુરત શા માટે છે? અને હું શા માટે—? આહા!—ગુલબદન! તારા ગાલ ઉપર જેણે ચુંબન કર્યું તે કોણ છે તે તું જાણે છે? જા! તારા કાકા, પેલા મગરૂર નવાબને કહેજે કે, **તે ખુની અબદુલજ હતો.**" આટલું બોલીને તે કુંજમાંથી નીકળી ન્હાશી ગયો.

---

## પ્રકરણ ૭ મું.

## ખુનીની દિલદાર.

એટલી બધી ત્વરાથી અબદુલ ન્હાશી ગયો તે કારણ વિના નહિ હતું તેના ગયા પછી થોડીજવારમાં તેજ રસ્તે એક લોકનું મંડળ ફરતું ફરતું આવી પ્હોંચ્યું અને તેમણે જ્યારે કુંજમાં મહમ્મદનું મડદું અને ફિક્કી પડી ગયેલી તથા ધરૂજતી ગુલબદનને જોયાં ત્યારે તેમના અચંબાનો પાર રહયો નહિ.

તેમની આસપાસ એકદમ લોકો ટોળું થઇ વીંટાઇ વળ્યા. માણસોની સંખ્યા ક્ષણે ક્ષણે વધવા માંડી અને ગુલબદનને દરેક નવા આવનારને તેની તે વાત ફરી—ફરીથી કહેવાની ફરજ પડતી હતી.

એટલામાં નવાબના કેટલાક હજુરીઓ ત્યાં આવી પહોંચ્યા, અને તેમણે તેનાં આમ તેમ ફરવા ગયેલાં માણસોને બોલાવી એકઠાં કર્યાં; ગુલબદનની ગાડી જે પાસેજ તૈયાર ઉભી હતી તેમાં તેને બેસાડી અને ભયભીત થયેલી યૌવના પોતાના કાકાના મહેલમાં સત્વર પહોંચી ગઇ.

બાગની આસપાસ ચોકી મૂકવામાં આવી; દરેક ગાડી તપાસવામાં આવી; બાગમાંના દરેક માણુસની ઝડતી લેવામાં આવી; અને આખો આફતાબી બાગ ખુણેખોચરે પણ તપાશી વળ્યા, પરંતુ અબદુલનું નિશાન પણ જણાયું નહિ.

આ વિચિત્ર બીનાની ખબર આખા ખંભાતમાં પવનના તોફાનમાં રમતી દાહક અગ્નિજવાળની પેઠે, પ્રસરી. અબદુલનું નામ ગુલબદનના સંરક્ષક તરીકે આખા ખંભાતમાં પ્રસિદ્ધ થઇ ગયું; અને અબદુલ સર્વ લોકોના આશ્ચર્ય જીજ્ઞાસાનું કારણ થઇ પડયો. તથા દરેક મનુષ્ય ગુલબદનને જે સહન કરવું પડયું હતું તેને માટે દીલગીર હતું, તેનું ખુન કરવાને મહમ્મદે જે દુરાત્માને પ્રેરેલો તેને ગાળો—તથા શાપ દેતું, અને આ

બાબત વિષે એવાં એવાં નવાં નવાં કારણ શોધી કહાડતું કે તે પ્રમાણે જોતાં આ વિષયનું મૂળ અને તેનો અન્ત શોધવાં મુસ્કેલ પડે, એટલુંજ નહિ પણ આ કારણોમાંનું કયું ખરૂં અને કયું કલ્પિત, તે પણ સમજવું કઠિન થઇ પડે.

આ વાર્તા સાંભળનાર દરેક માણસ બીજાઓને કહેતો, તે કહેતાં તેમાં કાંઇ કાંઇ પોતાનું પણ ઉમેરતો. અન્તે તે વાતની શોધિત વર્દ્ધિત આવૃતી એટલી બધી અતિશયોક્તિઓ વગેરે અલંકારોથી ભરપુર થઇ લોક સમૂહમાં પ્રસાર પામી કે, તેનું એક 'સુન્દરતાનું સામર્થ્ય' એ નામનું નવલકથાનું પુસ્તક કોઇએ બ્હાર પાડ્યું હોત તો લગભગ એક હજાર પાનાંની એક રસીક વાર્તા ત્યાંના ભાષા સાહિત્યમાં ઉમેરાત. કારણ કે ખંભાતી ઉમરાવે તથા બાનુઓએ માંહોમાંહે એટલું તો નક્કીજ કર્યું હતું કે જો ગુલબદનની અલૌકિક સુન્દરતાએ અબદુલને નમ્ર કરી ન નાંખ્યો હોત તો તે અચૂક તેનું ખુન કર્યા વિના રહ્યો હોત નહિ. પરન્તુ જો કે ગુલબદનની જીંદગી અબદુલને લીધે બચી ગઇ હતી તોપણ તે બનાવનું આવું સ્વરૂપ, તેનો ભવિષ્યનો પતિ સરદાર ખાંજરખાન, સુરતનો પ્રથમ વર્ગનો ઉમરાવ હતો અને જેનો અઢળક પૈસો તથા અનહદ વગવશીલો આખા સુરતના રાજ્યમાં પંકાયેલો હતો તેને પસંદ પડશે કે નહિ, એ શક ભરેલું હતું. નવાબ કેટલાક વખતથી પોતાની ભત્રીજીનુ તે સુરતના મહાબળવાન અમીર સાથે લગ્ન ઠરાવવાની ગુપ્ત ખટપટમાં પડેલો હતો; આ સરદાર થોડા વખતમાં ખંભાત આવવાનો હતો. તેનું ત્યાં આવવાનું કારણ, નવાબના છુપું રાખવાના પ્રયત્નો છતાં બ્હાર પડી ગયું હતું; અને ગુલબદન કે જેણે કોઇપણ દિવસ તેને જોયેલો પણ નહોતો, અને તેના આગમનની લોકો આટલી બધી આતુરતાથી વાટ કેમ જોતા હતા તેનું કારણ જે સમજતી નહોતી, તેના શિવાય આખું ખંભાત તે વાત જાણતું હતું.

આટલે સુધી તો સઘળું ઠીક હતું. પણ ધીમે ધીમે, લુંટારાએ તેને કરેલા ચુંબન ઉપરથી લોકો તેના વિષે થોડીક દ્વેષી વક્રોતિઓ ફેલાવવાનો પણ પ્રસંગ મળ્યો તેનું "મ્હોટું કામ કર્યું!" એકે કહ્યું, "અને સુન્દર ગુલબદને પોતાના સંરક્ષના ઉપકારનો બદલો વાળવાને પોતાના સ્નેહાર્દ્ર હૃદયથી શું શું ન કર્યું હોય એ કહી શકાતું નથી!" "વાહ વાહ! ખરે ખરૂં!" બીજાએ જવાબ દીધો, "ને તો, તે બદમાશ, પોતે સંરક્ષેલી યૌવનાના પાસે એકલો રહ્યો હોય અને પછી ફકત એક ચુંબનજ લઇ

જતો રહયો હોય, એ જરા અચંબા ભરેલું લાગે છે." "જા, જા. હવે!" ત્રીજો વચમાં બોલી ઉઠયો, "આમ એક આંખથી શું જુએ છે? તે બાનુ કહે છે તેમ પણ તે વાત હોય: જો કે મ્હારે કહેવું તો જોઇએજ કે અબદુલના ધંધામાં રહેતા ગૃહસ્થો એટલી બધી સારી ચાલના તો હોતાજ નથી, અને મ્હેં તો કોઇ ખુની એક સુન્દરીની નિર્મળતાને માન આપી ઉચ્ચવૃત્તિથી જતો રહે એવી વાત પણ આજેજ સાંભળી."

ટુંકામાં, મનોહર ગુલબદન અને વિકરાળ અબદુલની આ વાત એશઆરામી ખંભાત નિવાસીઓમાં એટલા લાંબા વખત સુધી ચાલી કે આખરે નવાબની ભત્રિજી "ખુનીની દિલદાર" ના માનવંતા ઉપનામથી સર્વત્ર ઓળખાવા લાગી.

પરન્તુ આ બાબત વિષે ભલા પણ ગર્વિષ્ટ નવાબ બહાદુરશાહ કરતાં કોઇએ પણ વધારે મહેનત લીધી નહોતી. તેણે તરતજ શક પડતા દેખાવના દરેક માણસ ઉપર ખુબ જાપતો રાખવાનો હુકમ કહાડયો હતો; રાત્રિએ ફરનારા નગરરક્ષકોની સંખ્યા બમણી કરી અને અબદુલની તપાસ કરવામાં છુપા જાસુસોની એક મ્હોટી સંખ્યા રોકી; પણ તે સર્વ પ્રયાસ વૃથા ગયો—મહેનત નિષ્ફળ થઇ, કારણ અબદુલનું રહેઠાણ અગમ્ય જ હતું.

## પ્રકરણ ૮ મું.

### છુપું કાવતરું.

"એનું નખ્ખોદ જાઓ!" મહમ્મદના ખુન પછી બીજેજ દિવસે સવારે, વિખરાયલા વાળ તથા ગભરાયલા ચ્હેરાવાળો ખંભાતનો એક પ્રથમ વર્ગનો ઉમરાવ રૂકનુદીન પોતાના દિવાનખાનામાં ફરતે ફરતે બોલી ઉઠયો; "એ હરામખોર આવી ભૂલ કરવાને માટે *દોઝખમાં જાઓ! કોઇ મ્હારી ખટપટ જાણી તો નહિં ગયું હોય? ગુલબદનની સાથે સાદી કરવાની કામબક્ષ પણ આશા રાખે છે, એ મને ખબર છે; અને તેથી ત્હેણે આ સેતાન અબદુલને મહમ્મદની સામો ઉભો કરી, તેની ગુલબદન સામેની મ્હારી સઘળી ધારણાઓ રદ કરવાનું તો નહિ કર્યું હોય? હા એમજ હોવું જોઇએ. અને હવે, પોતાની ભત્રીજીનું ખુન કરવાને મારો કોણે મોકલ્યો એ બાબતની નવાબ જ્યારે તપાસ કરવા માંડશે ત્યારે નિરાશ થયેલો પ્રેમી તેની સાથે ગુલબદનને લગન કરવાને ચોખ્ખી ના કહી,

* નર્ક.

અને જેને નવાબ માફ ન કરી શકે એટલા ગુસ્સાથી ધિક્કારે છે, એવાં રૂકનુદીન શિવાય બીજા કોના ઉપર આવશે ? અને પછી—એકવાર શક આવ્યા પછી, રૂકનુદીન ! રૂકનુદીન!! તે લુચ્ચો બહાદુર તારી તદબીરો કાંઇક પણ જાણે તો—તું રખડેલ ઉછાંછળા છોકરમત યુવાનોની ટોળીનો ઉપરી થયો છે તે સાંભળેતો—ઉછાંછળા છોકરમતતો ખરાજ તો, કારણ તેઓ શિક્ષાથી બચવાને પોતાના હક ડુબાવવાને તૈયાર થયા છે—રૂકનુદીન ! આ સર્વ બહાદુરને કાને પડયું તો—'

અહિં તેની વિચારસરિતા એકદમ અટકી પડી—અને દોલતચંદ રંગીલરામ, અને રહીમખાન, ખંભાતના શ્રીમાન્ વર્ગના યુવકો અને રૂકનુદીનના દિલદાર દોસ્ત તે ઓરડામાં દાખલ થયા. તેઓ સર્વ મન અને શરીર બન્નેમાં ભ્રષ્ટ થયેલા, ઉડાઉ, વિષયાસકત, ખંભાતના દરેક બ્યાજવટુ કરનારના ખાસ ઓળખીતા હતા, અને પોતાની મિલ્કત વેચાયાથી જેટલું ઉત્પન્ન થાય ત્હેના કરતાં હજારોગણું વધારે દેવું ત્હેમને માથે ઝુઝતું હતું.

આશું ? રૂકનુદીન !" દોલતચંદ અંદર પ્રવેશ કરતાં બોલી ઉઠયો; ત્હેની નીચતાસુચક મુખાકૃતિ ઉપર જીવનપર્યન્તની વિષયાસકિતએ ગુઢ નિશાનીઓ કોતરી કહાડી અંતરના ભાવો જગસમક્ષ મુકેલા હતા "ત્હમારા સમ મ્હને તો અચંબાએ દિગમુઢજ કરી નાંખ્યો હતો. ઇશ્વરને માટે તો કહો, આ વાત ચાલી છે તે ખરી ? ખરેખર ! ત્હમેજ મહમ્મદને ગુલબદનનું ખુન કરવાને મોકલ્યો હતો ?"

મ્હેં ?" રૂકનુદીન બોલી ઉઠયો, અને પોતાના ચ્હેરા ઉપર અંતિમ સ્વેતતા આવી ગઇ હતી તે બીજાઓ ન જોઇ શકે તેને માટે ત્હેણે મ્હોં ફેરવ્યું. શા માટે ત્હમારે એવું ધારવું જોઇએ કે મ્હેજ—ખરે દોલતચંદ ત્હમારૂં ભેજું બેજુતો ખસ્યું નથી ?"

દોલતચંદ—"મ્હારા જીવના સમ ! હું તો ખરૂંજ કહુંછું. આ રંગીલરામને પુછોને, એતો વળી કાંઈ મ્હારા કરતાં પણ વધારે કહી શકશે."

રંગીલરામ—"હા. એતો નક્કીજ છે, રૂકનુદીન ! કે ખ્વાજાખાને નવાબને મ્હોંએ ખાત્રીથી કહ્યું છે કે મહમ્મદને ગુલબદનનું ખુન કરવા મોકલનાર બીજુ કોઇ નહિ પણ ત્હમેજ હતા.

રૂકનુદીન—"અને તું ફરીથી કહુંછુંકે ખ્વાજાખાન શું કહે છે ત્હેનું કાંઇ ભાનજ નથી."

રહીમખાન—'એ તો જાણે ઠીક ! પણ ત્હમે ત્હમારે એના એના

રહેજોને. બહાદુરની સાથે કામ પડયુ તો તે ઘણો કપરો માણસ છે.

રંગીલરામ—એ કપરો ? હું કહું તે ખરૂંજ માનજો કે આખી દુનિયાંમાં સૌથી મ્હોટામાં મ્હોટો ગધો છે. ત્હેનામાં કદાચ હિમ્મત તો હશે, પણ અક્કલનો એક છાંટોયે નથી.

રહીમખાન—" અને હું કહું છું કે બહાદુર, સિંહના જેવો બહાદુર અને શિયાળના જેવો લુચ્ચો છે. "

રંગીલરામ—" છટ ! છટ ! ત્હેના સલાહકારોની ત્રિપુટી—( જેમનું ઇશ્વર સત્યાનાશ વાળો, ત્હેમ ) ની બુદ્ધિથી તે બહાદુર ચાલતો ન હોત તો અત્યાર સુધીમાં તો ક્યારનોયે તે પાયમાલ થઇ ગયો હોત. નવાબને ત્હેના ત્રણ મિત્રો દયાળસિંહ, માણેકચંદ અને ખ્વાઝાખાનથી પછી જુદો પાડો, અને જુવો કે પરીક્ષા આપતાં પોતાનો પાઠ ભૂલી ગયેલા નિશાળિયાની પેઠે ગભરાયલો તે ઉભો રહે છે કે નહિ ? "

રૂકનુદીન—" રંગીલરામ ખરૂં કહે છે. "

દોલતચંદ—" ખરેખર ! હું તમારા અભિપ્રાયને મળતોજ છું. "

રંગીલરામ—" અને વળી, આકસ્મિક શ્રીમન્ત થયેલા અને પોતાની જીંદગીમાં પ્હેલીજવાર કીમતી જામો પ્હેરેલા ભીખારીના જેટલોજ બહાદુર પણ મગરૂર છે. ઇશ્વરના સમ ! હવે ત્હેનો મિજાજ આપણાથી તો સહન થેઇ શકતો નથી. એ નિત્ય કેટલાં નવાં નવાં માણુસો રાખ્યે જાય છે તે તમે કોઇ જોતા નથી. "

દોલતચંદ—" એ વાત તો નિઃસંશય ખરીજ છે. "

રહીમખાન—" અને એનો વગવશીલો પણ કેટલો બધો વધી પડયો છે ? રાજસભા, ધર્મસભા, ન્યાયસભા અને લશ્કરી ખાતું, એ સઘળાં નવાબની ઇચ્છા અને સ્વચ્છંદી તરંગ તથા સગવડ પ્રમાણે વર્તે છે. લાકડાનાં પુતળાં જેવી રીતે દોરી ખેંચનાર માણસની મરજી પ્રમાણે નાચે છે એવા હાથ પગ અને માથું હલાવે છે ત્હેવીજ રીતે, એ બધાંય મંડળોએ ,માણુસની લ્હેર તથા મિજાજ ઉપર આધાર રાખે છે. "

રૂકનુદીન—" તેમ છતાં પણ લોકો બહાદુરને પુજે છે. "

દોલતચંદ—" હા, એજ વધુ વધારે દુઃખની વાત છે તો ! "

રંગીલરામ—પણ જો પાછી થોડા વખતમાં તેથી સજાઇ પડતી ન થાય તો મ્હને કહેજો ! "

રહીમખાન—" અરે ! ફક્ત આપણેજ સખ્ત મહેનત લઇને માથા-

કુટ કરવા માંડીએ તો તેમ પણ થાય,—ન થાય એમ નહિ. પણ આપણે બધા શું કરીએ છીએ ? આપણે આપણો વખત દારૂની દુકાનોમાં અને વેસ્યાઓનાં ઘરોમાં તથા તોફાન અને જુગારમાં ગાળીએ છીએ અને દેવાના દરિયામાં એવી તો રીતે જઇ પડીએ છીએ કે જેમાં સારામાં સારો તરનાર વહેલો મોડો પણ ડુબ્યા વિના રહે નહિ. આપણે બધા એકઠા મળીને પ્રયત્ન કરીએ; ચોગરદમથી મદદગારો એકઠા કરીએ; તન મન અને ધનથી મહેનત કરીએ; તો દુનિયામાં આપણો ધારેલો ફેરફાર થયા વિના રહેજ નહિ. અને તકરારને ખાતર માનીએ કે આપણો ધારેલો ફેરફાર કદી ન થાય, તો પછી આપણને એટલું જણાયા વિના તો રહેશેજ નહિ કે દુનિયાં હવે આપણે માટે નથી. ”

દોલતચંદ—“ ખરેખર ! કહેતાં ગમે તેટલી દિલગીરી થાય તોપણ મારે એટલું તો કબુલ કરવુંજ પડશે કે આ ગયા છ મહિનામાં મારા લહેણદારોએ ઠોકા ઠોકાને મારૂં તો બારણુંયે પાડી નાંખ્યું છે. હું તો સહવારે ઉઠું છું ત્યારથી તે રાતે સુઇ જાઉં છું ત્યાં સુધીમાં તેમની સાથેની તકરારો તથા તેમની નિરંતર બુમો શિવાય બીજા કોઇ પણ પ્રકારનું ગાયન મારે કાને પડતું નથી. ”

રૂકનુદીન—“ હા ! હા ! હા ! મારી સ્થિતિ તો—પણ મારે તમને કાંઇ પણ કહેવાની જરૂર નથી, કે મારી સ્થિતિ કેવી છે. ? ”

રંગીલરામ—આપણે જો ઓછા ઉડાઉ થયા હોત તો અત્યારે તો નિરાંતે મહેલોમાં બેથી આનંદ કરતા હોત અને—પણ હાલની સ્થિતિમાં તો—

રૂકનુદીન—“ હેં ! હાલની સ્થિતિમાં તો ?—મને લાગે છે કે રંગીલરામ આપણને બોધ દેવા બેઠા છે ! ”

રહીમખાન—“ એ જુના પાપીઓનો તો રસ્તો છે ! જ્યારે જ્યારે પાપ કરવાની શકિત તેમનામાંથી જતી રહે છે ત્યારે બીજું શું કરે ?— તે વખતે તેઓ પોતાનાં ગત વર્ષોમાં કરેલા પાપ માટે રોવા-માથાં કુટવા પસ્તાવા કરવા તૈયાર હોય છે અને વળી ક્ષમા માગવાને તથા તેમને માટે પ્રાયશ્ચિત કરવાને પણ તત્પર થાય છે. હવે મારો મત પુછો તો હું તો ની-

ત અને ડહાપણના ધોરી રસ્તાઓમાંથી મારે મનગમતે-સ્વેચ્છાનુચિત માર્ગે જવામાં સારી રીતે સંતોષ પામેલો છું. મારૂં અત્યાર સુધીનું જીવન મને ખાત્રી કરી આપે છે કે હું, ઘરમાં ગાદી તકિયા ઉપર પડી રહેનારાં મનુષ્યો—ઉત્સાહ અને જાગૃતિ વિનાના સાધારણ માનવો-કોઈ અકસ્માત અથવા ચમત્કારિક બનાવ સાંભળી ધ્રુજતાં મનુષ્યો કરતાં, જુદોજ છું. કુદરતેજ મને વિષયભોગી બનાવેલો છે અને મેં મ્હારૂં નશીબમાં લખાયલું જીવન પરિપુર્ણ કરવાનો નિશ્ચય કરેલો છે. આપણા જેવા નરો આ દુનિયાંમાં કોઇ કોઇ વાર ઉત્પન્ન થતા હોત તો નિઃસંશય આખી સૃષ્ટિ ઘોર નિદ્રામાંજ પડત. પણ આપણે વસ્તુઓના જુના નિયમો તોડી નાંખી તેને એકદમ જાગૃત કરીએ છીએ, દુનિયાની અતિમંદ ગતિમાં આપણું પોતાનું સત્વ નાંખી તેને સતેજ કરીએ છીએ, કરોડો મનુષ્યોની સમક્ષ એ વાતો જીંદગીના કાયદા રજુ કરીએ છીએ કે તેમાં વર્ષોનાં વર્ષ તેમનાં માથાં કુટાયાં કરે છે, લોક સંઘના મુખીઓનાં મગજોમાં સેંકડો નવા વિચાર દાખલ કરીએ છીએ, અને ટુંકામાં કુદરતમાં જે વિષ પૃથ્વીના અંદરના ભાગમાંથી નીકળી એકઠું થયાં કરે છે, અને જે હમેશાં એકઠું થયાં કરે તો પ્રજાઓની પ્રજાઓનો સંહાર કરી નાંખે તેને વિખેરી નાંખવામાં જેટલાં પવનનાં તોફાનો વિશ્વને કામનાં છે, તેટલાજ આપણે પણ દુનિયાંને ઉપયોગના છીએ. ”

રંગીલારામ—“ વાહ ! વાહ ! સાબાશ ! રહીમખાન ! દિલ્હી જેવા મહારાજ્યમાં તમારા જેવા વકતા તથા ફિલસુફની ઉત્પત્તિ નથી થઇ એટલુ ઘણી દિલગીરી ભરેલું છે, પણ મારા દોસ્ત ! તમારા ભાષણમાં સત્વ કરતાં શબ્દોની ખુબજ ઘણી વધારે છે ! હવે સાંભળો; જ્યારે તમે તમારા ભલા સ્વભાવના શ્રોતાઓની ધીરજ પણ તમારા ઉત્તમ વકતત્વથી નિર્દયપણે થકવી નાંખવામા રોકાયા છો, ત્યારે રંગીલારામે પણ કામ કર્યું છે ! સુલતાં સાહિબખાન નવાબના રાજ્યથી ઘણોજ કંટાળ્યો છે; ઈશ્વર જાણે બહાદુરે એવું શું કર્યું છે કે જેથી તે તેની રાજ્યસત્તાનો તે આખો કટ્ટો દુશ્મન થયો છે, પણ સાહિબખાન આપણી ટોળીમાં ભળ્યો છે એ વાત તો ખરીજ છે. ”

રૂકનુદીન—( આશ્ચર્ય અને હર્ષમાં )–" હેં રંગીલરામ તમે ભાનમાં છો કે પછી ગમે તેમ બકયાંજ કરો છો ? મુલ્લાં સાહિબખાન ? "

રંગીલરામ—હા, તે આપણોજ છે. આપણી ટોળીમાં છે. અને તન મન તથા ધનથી આપણને મદદ કરવાને તૈયાર છે. મારે કબુલ તો કરવું જ પડશે કે પહેલાં તો મારે પણ તેની સાથે તેનું ખરૂં સ્વરૂપ ઓળખવાને આપણા સ્વદેશ પ્રેમ આપણી દેશોન્નતિની ઉન્નત આશાઓ તથા આપણો સ્વતંત્રતાપર, અનહદ પ્રેમ, વગેરે બાબતો વિશે આડીઅવળી વાતો કરવી પડી હતી; પરંતુ ટુંકામાં કહીએ તો સાહિબખાન એક જબરો ડોળ ઘાલુ તથા ધર્મઢોંગી છે. અને તેથીજ તે આપણા કામને માટે વધારે ઉપયોગનો છે. "

રહીમખાન—( રંગીલરામનો હાથ જોરથી હલાવીને ) શાબાશ દોસ્ત ! હવેજ ખંભાતને આપણી હયાતીના ખરેખરી ખબર પડશે ?—હવે મારો બોલવાનો વારો છે, કારણ કે આપણે ગઇ વખત જુદા પડયા પછી હું આળસુ થઇ પડી રહ્યા નથી. સાચું બોલાવો તો જો કે મેં હજુ સુધી કાંઇ હાથ મેળવ્યું નથી, તોપણ હું એક એવી ટોળીનો સરદાર થયો છું કે ઓછામાં ઓછું અડધું ખંભાત તો મારા હાથમાં આવ્યા વિના રહેવાનું નથી. તમે સહુ ચાંદબેગમને તો ઓળખો છોને ?

રૂકનુદીન—" રાજ્યની ખુબસુરત બાનુઓની નોંધ આપણે દરેક રાખીએ છીએ અને પછી તેમાનું પહેલુંજ નામ કદિ ભુલી શકાય ? "

રંગીલરામ—" ગુલબદન અને ચાંદબેગમ એ બેતો ખંભાતની દેવીઓ છે; અહિંઆ યુવકો બીજા કોઇના મંદિરે જતાજ નથી. "

રહીમખાન—" ચાંદબેગમ, મારી જ છે. "

રંગીલરામ—" હેં ? "

રૂકનુદીન—" ચાંદબેગમ ? "

રહીમખાન—" હેં હેં શું કરો છો ? આમ, જાણે મેં કાંઇ ભવિષ્ય ભાખ્યું હોય કે આકાશ આપણા ઉપર તુટી પડવાનું છે, તેમ બક્ષાં ચકલાં જેવા જોઇ શું રહ્યા છો ? હું કહું છું, કે ચાંદનું દિલ મારા ઉપર જ લાગેલું છે અને તેનો મારા ઉપર સંપૂર્ણ અને ખરે ખરો વિશ્વાસ છે. અમારી દોસ્તી ઘણીજ ગુપ્ત રહેવી જોઇએ, પણ મિત્રો એટલું યાદ

રાખજો કે જે હું ઇચ્છું છું, તે તે પણ ઇચ્છેજ છે અને તમે જાણો છો કે તે પોતે રાગ ગાવા ધારે તો તેના તાલ પ્રમાણે ખંભાતના અડધા અમીરોને તો નચાવી પણ શકે છે."

રૂકનુદીન—"રહીમખાન ! તમે તો અમારા બધા કરતાં હદ વાળી."

રહીમખાન—"અને હું તમારે માટે આટલો મોટો સહાયક મેળવવાની મહેનત કર્યા કરતો હતો. તેનું તમને સ્વપ્ન પણ ન્હોતું.

રૂકનુદીન—"હું તમને બોલતાં સાંભળું છું ત્યારે મારે તો શરમાવું પડે છે. કારણ કે હજુ સુધીમાં મેં કાંઇ પણ કર્યું નથી, તોપણ ખુલાસા દાખલ મારે એટલું તો કહેવું જોઇએ કે મારા પૈસાથી પ્રેરાયલા મહમ્મદે ગુલબદનનું ખુન કર્યું હોત તો નક્કી નવાબના રાજ્યની સામે ખંભાતના મ્હોટા અને હુંશિયાર અમીરોને જે આકર્ષણ—સાંકળ જોડી રાખે છે તેનો આંકડે આંકડો તુટી ગયા વિના રહેત નહિ. એકવાર ગુલબદનનું સાલ ખસ્યું કે પછી બહાદુરમાં કાંઇ દમ નથી. ગુલબદન એકવાર જ્યાં ગુલબદન કબરમાં સુતી કે પછી ખંભાતના પ્રસીદ્ધ ઉમરાવ કુટુમ્બોને નવાબની સાથે તેને લીધે સગપણ બાંધવાની આશા નાશ પામી જ સમજવી, અને એમ થાય કે તરતજ જે મ્હોટા અમીરો તેનો પક્ષ ખેંચે છે તેમને તેની કાંઇ પણ દરકાર રહેવી અશક્ય છે. ગુલબદન ઉપર આટલો બધો મોહ હોવાનું કારણ એટલું જ છે કે તે ખુબસુરત છે, દિલની બેગમ છે ત્હેના બાપના તથા નવાબના અઢળક પૈસાની વારસ છે, અને નવાબના તખ્તીની પણ હકદાર છે."

દોલતચંદ—આ કામમાં હુંતો બહુમાં બહુ કરી શકું તો તે પૈસાની મદદ છે. મ્હારો ઘરડો—નકામો કાકો જેની મિલ્કત તેના મૃત્યુ પછી મ્હારીજ થવાની છે તેની પાસે મ્હોરોનાં ભોયરાં ભરેલાં છે, અને હું એક શબ્દ કહું કે તરતજ તે કંજુસ ટચરો મરવાનો."

રંગીલરામ—"તમે અત્યાર સુધી પણ એને બહુજ—નકામો જીવવા દીધો છે."

દોલતચંદ—"ખરે! હું મારા મનમાં સંપૂર્ણ રીતે હજુ સુધી નિ-

થય કરી શકયોજ નથી કે તેને—પણ, દોસ્તો ! તમેતો નહિ માનો પણ કોઇ કોઇ વખત હું ઘણોજ વ્હેમી થઇ જાઉં છું અને વખતે મ્હને એમ લાગે છે કે મારે અંતઃકરણ પણ છે ! ”

રહિમખાન—“ હેં ! ત્યારે તો મારી સલાહ લઇને બાવો બની જા, બાવો. ”

દોલતચંદ—“ હા. મારી પ્રકૃતિને તો તેજ ઠીક પડે ! ”

રંગીલરામ—“ હવે આપણું પહેલું કામ આપણા જુના દોસ્તો–મહમ્મદના સોબતીને શોધી કહાડવાનું છે ! પણ અત્યાર સુધી તેમના ઉપરીની સાથેજ કામ પડેલું હોવાથી એ લોકો કયાં મળશે, એ કાંઇ સમજાતું નથી. ”

રૂકનુદીન—“ તેઓ આપણને જડે કે તેમનું પહેલુંજ કામ નવાબના સલાહકારોની ત્રિપુટી દુર કરવાનું હોવું જોઇએ. ”

રહીમખાન—“ જો આપણે ધારીએ છીએ, તે પ્રમાણે આ તમારો વિચાર આમલમાં મૂકી શકાય તો તે સર્વોત્તમ છે. જાવો ત્યારે, મિત્રો આ મુખ્ય વાતનો નિર્ણય થઈ ગયો. કાંતો આપણે આપણાં દેવાંને હાલના નવાબના રાજ્યબંધારણના ખંડેર નીચે ડાટી દઇશું અથવાતો નવાબીના પાયાની મજબુતાઇ કરવામાં બહાદુરને આપણાં માથાં અર્પણ કરીશું. એમાંથી ગમે તે થાઓ પણ આપણે તો નિરાંત છેજ. જરૂરિયાતે પોતાના કાંટાવાળા ચાબુકથી તેના ખડકની છેક છેલ્લી અણી સુધી આપણને હાંકી કહાડયા છે, જયાંથી બચવાને આપણે કોઇ અદ્દભુત પરાક્રમ કરવું પડશે અથવા પોતાના બાપદાદાનું નામ બોળ્યાની શરમ અને નિરંતર ધિક્કારની ઉંડી ખીણમાં સામી બાજુએ કુદી પડવું. હવે. બીજી વાત એ નક્કી કરવાની છે કે ખરચને સારૂ જોઇતા પૈસા તથા આપણી ધારણાઓમાં પુરતી સહાય મળવાને સારૂ જોઇતા મદદગારો કેવી રીતે મેળવવા ? આને માટે ખંભાતની સઘળી પ્રસિદ્ધ ગણીકાઓને ગમે તેમ કરીને આપણી તરફેણમાં દાખલ કરવી. જે કામ આપણે ઘણું ઘણું સમજાવીને, મારાઓ પોતાની કટારથી, અને સરદારો પોતાના ખજાનાથી પણ નહિ કરી શકે તે આ મોહિનીઓમાંની એક પણ ફકત એક નેત્રસંજ્ઞા–આંખના ચાળાથી કરી

શકશે. જ્યાં ફાંશી કે સુળીનો ભય અસર કરી શકતો નથી અને જ્યાં મુલ્લાંઓ કે ફકીરોની શાખાગણો બેદરકારીથી સાંભળવામાં આવે છે, ત્યાં પણ એકાદ વિલાસી ચુંબન અને મદનગૃહમાં ગુપ્તમીલન આશ્ચર્યકારક કામો કરાવી શકે છે. ખરેખર નિમકહલાલીપણું પણ આ વિલાસીઓની નગન છાતી ઉપર ઝોકા ખાય છે, તેમના ચુંબનની ગરમાઇ છુપા ભેદનો બરફ પીંગાળી નાંખે છે, અને વરસોનાં વરસો સુધી પળાયલા સદ્ગુણો તથા ધર્મભક્તિનો આકસ્મિક નાશ કરવાને આવા એકાદ ગુપ્ત મીલનની કામા સક્ત પડીજ બસ છે. પણ જો તમે આ ગણિકાઓ ઉપર સત્તા મેળવા-વામાં નિષ્ફળ થાઓ અથવા તમને લાગે કે તમને ત્યાં જવાથી વખતે તમારે પોતાનાજ ખોદેલા ખાડામાં પડવાનો વખત આવશે તો પછી બા-વા, વેરાગીઓ, મઠાધિસો, મુલ્લાંઓ અને ફકીરોનો આશ્રય લ્યો. તે ગિ-બાઝી ફકીરોને ખુશ રાખો તથા તેમના વખાણ કરો, અને તેમને માટે ભવિષ્યને ડોરેપાને ગાન અકરામ તથા મોટા મોટા દરજ્જાઓનું મતુ માર્યાજ જજો. આમ કરશો કે તરતજ તેઓ જાળમાં પકડાશે અને ફાં-દામાં આવી પડશે અને પછી તે તમારા ગુલામોજ છે એમ તમારે સમજવું. આ ધર્મઢોંગીઓ જે ધર્માંધી ખલકતોઓના અંતઃકરણ ઉપર રાજ્ય કરે છે, તેઓ પુરૂષ અને સ્ત્રી, અમીર અને ભીખારી, નવાબ અને માછી દરેકને વહેમની સાંકળે બાંધી રાખે છે અને પોતાની નજરમાં આવે ત્યાં દોરે છે. આમ કર્યાથી દેશદ્રોહીઓને આપણા પક્ષમાં લેવામાં તથા તેમની લાગણીઓ-મનોવૃત્તિઓ શાન્ત રાખવામાં આપણે જે હમલે દગલા મ્હોરો વેરવી પડત તે બચી જશે અને તે ફકીરો પોતાનાજ લાભને અ-ર્થે આપણું કામ વિનામુલ્યે ફત્તેહમંદ ઉતારવામાં ખરેખરી મદદ કરવામાં ચૂકશે નહિ—હવે ઉઠો, યારો! કામ કરો અને ફતેહ મેળવો! સલાગા-લે કુમ!”

---

## પ્રકરણ ૯ મું.

### રમજાનનું રહેઠાણ.

જે ખુન વિષે વિચાર, તપાસ અને વાત કરવામાં ખંભાતના દરેક મનુષ્યનું મગજ, આંખો અને જીભ આટલા મોટા વપરાશમાં આવ્યાં હતાં, તે કર્યા પછી તરતજ અબદુલે એવી ઝડપ અને હુશીયારીથી પોતાના

પોષાક તથા ચહેરાનો દેખાવ બદલી નાંખ્યો કે, મહમ્મદનો ખુની તે છે, એવી તો કોઇને ભ્રાન્તિ પણ થઇ નહિ. તે આરતાબી બાગમાંથી એક પણ પ્રશ્ન પુછાયા શિવાય છટકી જઇ શકયો અને પાછળ એક પણ નિશાની એવી રહી નહોતી કે જેથી તેના વિષે કાંઇ પણ પુરાવો પાછળથી મળી શકે.

તે રમજાનને ઘેર આવી પહોચ્યો ત્યારે સ્હાંજ તો કયારનીએ પડી ગઇ હતી. રમજાને બારણું ઉઘાડયું અને અબદુલે વચલા ઓરડામાં પ્રવેશ કર્યો.

"બીજા બધા કયાં છે?" તેણે એવી તો જંગલી રીતે ઘાંટો કહાડી પુછ્યું કે, તેથી રમજાન તો થરકીજ ગઇ.

"તેઓ બપોરના સુતા છે?" તેણે જવાબ દીધો; "કદાચ તેઓ રાતે કાંઇ કામે બ્હાર જવાના હશે."

અબદુલ એક ગાદી ઉપર લાંબા પગ નાંખીને પડયો અને ખુબ વિચાર કરતો હોય એમ જણાયું.

"પણ અબદુલ! તું હમેશાં આટલો બધો ચિંતાશીલ શાથી રહે છે?" રમજાને તેની પાસે બેસીને કહ્યું. "તેથીજ તું આટલો બધો વધારે વધારે બદસુરત લાગે છે જો પાછાં કપાળે તરુલેયાં ચ્હડાવ્યાં ખરાં! એ પાછાં ઉતારી દે; એથી તે કુદરતે બનાવ્યો તેના કરતાં પણ તું તારો ચહેરો વધારે બગાડી નાંખે છે."

અબદુલે કાંઇ પણ પ્રત્યુત્તર વાળ્યો નહિ.

"ખરેખર! તારો ચહેરો તો એવોજ છે કે ગમે તેને પણ બ્હીવરાવી નાંખે! ચાલ, હવે અબદુલ આપણે દોસ્ત થઇએ. જા હવે હું તારો ચહેરો જોવામાં ટેવાઇ ગઈ છું અને તારાથી કંટાળીશ નહિ, અને હું ધારતી તો નથી પણ વખતે—".

"જા! પેલા બધા સુતા છે તેમને જગાડ!" અબદુલ ગર્જના કરી ઉઠયો.

"પેલા ઉંઘણસીઓને? છટ! એ મુર્ખાઓને ઘોરવાદે! ખરે તું મારી સાથે એકલો રહેતાં બ્હીતો તો નથીને? ખુદા ખેર કરો! પણ કોઈ તો એમજ ધારે કે જાણે હું પણ તમારા જેટલી બદસીકલ હોઉંની? હે હું એવી છું? ના ના અબદુલ! જરા મારી સામું તો જોઇ જો!"

ખરૂં કહીએ તો રમજાનનો ચહેરો કાંઈ દેખાવડો નહોતો એમ નહિ. એની આંખો મ્હોટી, સપ્રભ અને અસરકારક હતી, ત્હેના છુટા વાળની પ્રકાશિત લટો છાતી ઉપર રમતી હતી, ત્હેના ઓઠ લાલ પરવાળાં જેવા તથા પ્રફુલ હતા, અને તે ત્હેણે અબદુલના મ્હો તરફ નમાવ્યા. પણ અબદુલના હોઠ હજી ગુલબદનના વિશુધ્ધ ગાલને અડવાથી પવિત્ર થયેલા હતા.—તેથી તે બેઠો હતો ત્યાંથી એકદમ ચમકી ઉઠયો અને તેણે (ધીમેથી) રમજાનનો હાથ જે પોતાના ખભા ઉપર પડયો હતો તે ખશેડયો.

"પેલા સુતા છે તેમને જગાડ!" તેણે કહયું, "રમજાન! હમણાં મ્હારે તેમની સાથે ઘણીજ જરૂરની વાત કરવાની છે."

રમજાન જરા ખંચકાઇ.

"જા! બસ એકદમ, જા!" તે ગુસ્સાથી બોલી ઉઠયો.

રમજાન ચુપચુપ ચાલતી થઇ; પણ ઉમ્મર ઓળંગતે ઓળંગતે તેણે અબદુલને પોતાની આંગળીથી ચેતાવ્યો.

અબદુલે ઓરડામાં આમતેમ ઉતાવળે પગલે ફરવા માંડયું. તેણે પોતાનું માથું ખભા ઉપર નાંખી દીધેલું હતું અને હાથની અદબ વાળી હતી.

પહેલું પગલું તો ભરાઇ ચુકયું, તે મનમાં બબડયો, એક રાક્ષસતો દુનિયાંમાંથી ઓછો થયોજ! ખુનથી મેં કોઇપણ પ્રકારનું પાપ કર્યું નથી; મેં તો ફકત એક મારી પવિત્ર ફરજ બજાવી છે. ઓ સર્વ શક્તિમાન અને સત્યની ન્યાય મુર્તી—પરમેશ્વર! આ જે મહા કઠિન કામ મેં કરવાનું માથે લીધું છે, તેમાં સહાય કર! જો આ કામ જે મેં ધાર્યું છે તે પાર પડે અને તેના ઇનામ તરીકે ગુલબદન મને મળે—ગુલબદન? શું નવાબની ભત્રીજી એક કંગાલ અબદુલને પતિ તરીકે સ્વીકારે? ઓ ખુદા! એ વિચાર કરવો એજ ગાંડાઇ છે; હું મારી આશાની પરીપુર્ણતાના શિખરે કદી પણ ચડી શકું તેમ નથી? મારી આશાઓ ફલિત નહી થાય! નહી થાય? એ શબ્દોજ હૃદયને ચીરી નાંખે છે. મારા જેવા ઉન્નત વિચારોમાં નહાતા હૃદયને એકદમ સ્નેહ કુંડમાં સ્નાન કરાવનાર એ તો ગુલબદન કે અમીનાજ. એવી બે પરજાદીઓના આશક થવું—એ સર્વ અસંભવિતજ છે, તોપણ જ્યારે અસંભવિત વસ્તુઓને સંભવમાં જન્મ આપે છે ત્યારેજ મનુષ્ય મહપદ પામે છે અને કદાચ પરાજય પામે છે તો પણ તેવો પ્રયત્ન કરવો એ પણ એક કીર્તી મેળવ-

વાનું સાધન છે ? આવા આવા જાગૃત સ્વપ્નાં મને માત્ર ક્ષણિકજ સુખી કરે છે—પણ ઓ ખુદા ! અબદુલને તો ક્ષણ સુખી કરે એવાં સ્વપ્નોની કયાં ગોઠી જરૂર છે ? જો દુનિયાં જાણતી હોત કે હું તેનું કેટલું બધું ભલું કરવાને ઉત્સુક છું તો તે નિઃસંશય મને મારા તરફ ફર્યાદ અને પ્રેમ પુર્ણ ભાવથી જોયા વગર રહેતજ નહિ !"

રમજાન પાછી આવી, અને તેની પાછળ ચારે ખુનીઓ બગાસાં ખાતા, આંખો ચોળતા, બબડતા, અને હજી અડધા ઉંઘતા ધીમે ધીમે આવી પહોંચ્યા.

"આવો આવો !" અબદુલે કહ્યું. બચ્ચાઓ જાગૃત થાઓ, હું તમને કાંઇ કહું તે પહેલાં મારી ખાત્રી થવી જોઇએ કે તમે જાગો છો; કારણ કે હું તમને જે કાંઇ કહેવાનો છું તે એટલું બધું વિચીત્ર છે કે તમે તો સ્વપ્નામાં છો એમજ માનશો."

તેઓને બેદરકારી અને અધીરાઇથી તેણે કહ્યું તે સાંભળ્યું.

"હવે શું છે ? કહી નાંખને ?" સાલેદીને આળસ ખાઇ પોતાના શરીરના કડાકા ફોડતાં કહ્યું.

"કાંઇ વધારેયે નહિ ને ઓછુંયે નહિ ? ફક્ત એટલુંજ કે આપણા પ્રમાણિક, હિમ્મતવાન, બહાદુર મહમદનું ખુન થયું છે !"

"શું ? ખુન થયું ?" દરેક જણ બોલી ઉઠયા અને આવા શોકપ્રદ સમાચારની કાળોતરી લાવનાર તરફ ભયભીત થઇને જોઇજ રહ્યા; અને રમજાન એક કારમી ચીસ પાડીને એકદમ બેભાન જેવી ગાદી ઉપર પડી.

થોડા વખત સુધી સઘળા ચુપ રહ્યા.

"ખુન થયું ?" આખરે સાલેદીન બોલી ઉઠયો,-"કોણે કર્યું."

રણમલ્લ—"કયાં ?"

શેરખાં—"શું આજ બપોરે ?"

અબદુલ—"આફતાબી બાગમાં નવાબની ભત્રીજીના પગ પાસે તે લોહી લુહાણ મડદું થઇને પડેલો હતો. પછી ગમે તો તે ગુલબદનને હાથે મૃત્યુ પામ્યો કે પછી તેના કોઇ આશકને હાથે, તેની મને ખબર નથી.

રમજાન. (રોતાં રોતાં)-"ઓ મહારા વહાલા મહમ્મદ !"

અબદુલ—"કાલ આ વખત સુધીમાં તો તેનું મડદું ફાંસીને લાકડે લટકતું પણ તમે જોઇ શકશો."

શેરખાં—"કોણએ એને ઓળખી કહાડયો હતો"

અબદુલ—"હા. હા. તમારે એ બાબતની જરાએ ફીકર ન રાખવી. એનો ધંધો શો હતો તે તો ક્યારનુંયે બધાંએ જાણ્યું હશે?"

રમજાન—"પણ ફાંશીને લાકડે! ગરીબ-બિચારો મહમદ!"

રણમલ્લ—"સેતાન એનું ખાણું ખરાબ કરે! આવી કમનશીબની વાત થવાનું કોણે ધાર્યું હતું"

અબદુલ—"આમ કેમ? નરમ કેમ થઇ ગયા છો?"

ન્હારસિંહ—"હું તો ખરેખરો ગભરાઇ ગયો છું. ભય અને અચંબાએ મને તો નરમ કરી નાંખ્યો છે."

અબદુલ—"ખરે! મેં, મારા જીવનાં સમ! આ સમાચાર સાંભળ્યા કે તરતજ હું તો ખડખડાટ હસી પડયો. 'સરદાર મહમદખાં!' હું બોલી ઉઠયો; હું આપ સાહેબને આનન્દ ઇચ્છું છું અને આશા રાખું છું કે આપ સહીસલામત પહોંચી જશો"—.

સાલેદીન—"શું?"

ન્હારસિંહ—"તું હસ્યો! હું તો કાંઇ એમાં હસવા જેવું જોતો નથી."

અબદુલ—"ખરે! જે તમે બીજાઓને આપવાને આટલી બધી ઉતાવળથી તત્પર થઇ જાઓ છો તો તમને તે મળેલો તેમાં તમે બ્હીઓ છો શાના? તમારો હેતુ શું છે? (આ ધંધામાં) સઘળી આપણી મહેનતોને છેડે ફાંશીનું લાકડું અથવા પેટમાં ખંજર કે ગળામાં છરી એ શિવાય બીજા શેની આપણે આશા રાખીએ છીએ? આપણા કર્મોના પુરાવા તરીકે હવામાં નાચતાં મડદાં અથવા સાંકળોથી બંધાયલાં શરીરો અને ભાલાની અણી ઉપર ખોસાયલાં માથાં એ શિવાય આપણે બીજું શું મુકી જઇએ એમ છીએ? જે માણસ આ સંસાર-નાટકાલયમાં ખુનીનો ભાગ ભજવવાનું પસંદ કરે તેણે તો મોતથી જરા પણ બહીવું ન જોઇએ, પછી ગમે તો તે મોત હકીમને હાથે થાઓ અગર જલ્લાદને હાથેજ.

સાલેદીન—"બધું કહેવું તો ઘણુંએ સહેલું છે, પણ આપણાથી તો બને તેમ નથી."

શેરખાં—"ખુદા ખેર કરો? પણ મારૂં તો આખું શરીર ધ્રુજે છે અને દાંત કકડે છે."

રણુમલ્લ—"ભાઇ અબદુલ! તું થોડો વખત શાન્ત થા? તારી આવે વખતે સમય વિનાની ગમત ખરેખરી ભયાનકજ લાગે છે"

રમજાન—"ઓ ખુદા? ઓ ખુદા! ઓ મહારા વહાલા મહમદ! મહારા ગરીબ મહમદનું ખુન?"

અબદુલ—"અહા! આ બધું વળી શું છે?—રમજાન, મહારી જાન! તને આમ છોકરમત કરતાં શરમ નથી આવતી? આવ અહિં આવ, તહને મેં આ ગૃહસ્થોને બોલાવવા મોકલી તે પહેલાં આપણી વચ્ચે વાત ચાલતી હતી તે આપણે ફરી શરૂ કરીએ.—આવ, મહારી વહાલી મહારી દિલદાર? મહને એક ચુંબન કર."

રમજાન—"સેતાન! આઘો ખશ!"

અબદુલ—"મહારી જાન! ત્યારે તેં પાછો વિચાર બદલી નાંખ્યો કે?—ઠીક, ઠીક! જોવા તારી મરજી. જ્યારે ત્હારી ઇચ્છા હશે ત્યારે વખતે મહારી મરજી નહિ હોય."

રણુમલ્લ—"ઇશ્વરને ખાતર! અબદુલ! અહિં કંઇ ધ્યાન તો આપ આ કાંઇ નજીવી વાતો કરવાનો વખત છે? ત્હારી આવી નકામી કુથલી નવરાશે કરજે, અને હમણાં તો આપણે શું કરવું ત્હેનોજ વિચાર કરવાનો છે."

શેરખાં—"ખરે! આ, નજીવી વસ્તુઓ બાબત ભાંગફોડ કરવાનો વખત નથી."

ન્હારસિંહ—"અબદુલ! ખરેખર તું એક હુંશિયાર માણુસ છે; માટે તુંજ કહેને કે આપણે હવે શું કરીએ તો ઠીક?"

અબદુલ—( જરા વિચાર કરીને ) "કાંતો આપણે કાંઇજ ન કરવું અથવા ઘણું કરવું—એ બેમાંથી આપણે એક વાત સ્વીકારવાની છે; આપણે કાંતો જ્યાં છોએ અને જેવા છોએ તેવાજ રહેવું, ગમે તે બદમાશ જે આપણને સોનાની મોરો અને સારાં વચનો આપી શકે તેને ખુશી કરવાને પ્રમાણિક સારા માણસોના જીવ લેવા અને આખરે ફાંશીને લાકડે લટકવા, ને સુળીએ વિંધાવાને, દેશનિકાલ થવાને, જીવતા બળવાને અથવા જલ્લાદને હાથે ધડથી માથું જુદુ કરાવવાને-સરકારને જે યોગ્ય લાગે તે શિક્ષા ભ૰ મવાને તત્પર રહેવું અથવા તો......"

સાલેદીન—"અથવા તો?-હાં, કહે!"

અબ્દુલ—"આપણી પાસે જે પૈસો એકઠો થયેલો છે તે લ્હેચી લઇ, નવાબના રાજ્યમાંથી બહાર જવું. સારી અને નવા પ્રકારની જીંદગી ગાળવી અને ખુદાની મહેરબાની પાછી મેળવવાને પ્રયત્ન કરવો—આપણી પાસે હાલ એટલો તો પૈસો છેજ કે પછી જેથી આપણે શું ખાઈશું ? એ સવાલ રહેતો નથી. તમે ગમે દુરના કોઇ દેશમાં જાગીર વેચાતી લઇને રહો, વ્યાપારમાં પડો, ધંધો રોજગાર કરો, અથવા ટુંકામાં એવું કાંઇ કરો કે જેથી તમને ખુનીનો ધંધો છોડી દેવાનું મન થાય. પછી આપણામાંથીજ આપણી સ્થિતિના લોકોની ખુબ સુરત પુત્રીઓમાંથી જે જેને પસંદ પડે તે તેની સાથે લગ્ન કરશે, વંશવેલો વધારશે, છોકરાં અને છોકરાંનાં છોકરાં રમાડશે, ખાશે પીશે અને આનન્દ કરશે, અને પહેલાંની પોતાની બદચાલનો બદલો, સારી રીતે ચાલીને વાળી દઈ શકશે."

સાલેદીન—" હા ! હા ! હા !

અબદુલ-"જો તમે કરશો તો હું પણ કરવાને તૈયાર છું: અને તમારી મરજીમાં આવે તે પ્રમાણે તમારી સાથે પ્રમાણિક પણે રહેવા અથવા ફાંસીને લાકડે લટકવાને પણ તત્પર છું-બોલો ત્યારે તમારો ઠરાવ શું છે.

સાલેદીન-" આવો મુર્ખ સલાહકાર કોઇપણ દિવસ જોયો હતો ? "

શેરખાં—"અમારો ઠરાવ ! ખરે ! એ બાબતમાં કાંઇ બહુ અગત્ય નથી. "

અબદુલ—" મને લાગે છે કે થોડા વખત ઉપર તે રહેશો તો ન્હોતીજ. "

સાલેદીન—'બીજી વધારે ભાંજગડ કર્યા વીના હું દરખાસ્ત કરું છું કે આપણે જેવા છીએ તેવાજ રહેવું અને આપણો જુનો ધંધો ચલાવ્યે જવો. એથી આપણી પાસે ઢગલે ઢગલા પૈસો પણ આવશે અને આપણી જીંદગી પણ ગમ્મતમાં જશે "

શેરખાં—"કબુલ, દોસ્ત ! હું તારા મતને અક્ષરેઅક્ષર મળતો છું.'

સાલેદીન—"આપણે ખુની છીએ એ વાત તો ખરી, પણ તેમાં શું થઈ ગયું ? આપણે પણ પ્રમાણિક ગૃહસ્થો છીએ અને એ વાતની કોઈ ના કહે છે તે તો જોઉં. તો પણ હમણાં આપણે થોડા દિવસ જણાઇ ન જઇએ એટલા માટે ઘરમાં રહેવું, કારણ કે હું ખાત્રીથી કહું છું કે

નવાબના જાસુસોએ ક્યારનુંએ તપાસને માટે ચોગરદમ ફરવા માંડયું હશે એ તપાસ પુરી થઇ રહે કે પછી આપણું પહેલું કામ તો એજ કે મહમ્મદના ખુનીને શોધી કહાડી તેનો જીવ લેવો, કે હવે ફરીથી બીજો કોઈ તેવું કામ કરવાની હિમ્મતજ ધરી શકે નહિં."

સઘળા—"શાબાશ શાબાશ !"

શેરખાં.—"અને હું દરખાસ્ત મુકું છું કે આજથી સાલેહીન આપણી ટોળીનો સરદાર થાય."

નહારસિંહ—"હા. હા, મહમ્મદનીજ જગોએ."

સઘળા.—"કબુલ ! મન્જુર !"

અબદુલ.—"હું પણ એ દરખાસ્તને મ્હારા ખરા દિલથી ટેકો આપું છું ચાલો હવે બધુંએ નક્કી થઈ ગયું.

---



# વિભાગ બીજો અબદુલ અને ફાઝિલ

## પ્રકરણ ૧ લું.

### જન્મતિથિ.

મહમદના ખુન પછીનો બીજો દિવસ તે લુંટારાએ એકાન્ત તથા ચિન્તાગ્રસ્ત, અને ઘરનાં બારીઓ બારણાં બંધ રાખીને ગાળ્યો! રસ્તા ઉપરથી સંભળાતી સ્હેજસાજ ગરબડ પણ તેમને ધાસ્તીનું નવું કારણ થઇ પડતી; અને તેમના ઘર પાસે આવતાં દરેક માણસનાં પગલાં, તેમના બારણા પાસે થઇને જતાં ત્યાં સુધી, તેમના શરીરમાં ખરેખરો ધ્રુજારો ઉત્પન્ન કરતાં.

એવામાં નવાબસાહેબનો મહેલ ભભકાથી દીપી ઉઠતો હતો અને હર્ષથી પ્રફુલ્લિત જણાતો હતો. નવાબની ખુબસુરત ભત્રીજી ગુલબદન બેગમની આજ વર્ષગાંઠ હતી, અને તેથી નવાબના આનન્દમાં ભાગ લેવાને સઘળા અમીર ઉમરાવો, મોટા અધિકારીઓ, બીજાં રાજ્યોના વકીલો, તથા ખંભાતમાં તે વખતે આવેલા ઘણાખરા પ્રતિષ્ઠિત પરદેશીઓ, ત્યાં હાજર થયેલા હતા.

આ વખત, આ મેળાવડો સંતોષકારક અને ખુશકારક નીવડે તેને માટે કોઇ પણ પ્રકારનું ખર્ચ કરવામાં ખામી રાખવામાં આવી ન્હોતી. દરેક પ્રકારના હુન્નરકળાના નમુના—પછી ગમે તો તે હિન્દુઓએ બનાવ્યા હોય અગર મુસલમાનોએ, તોપણ અહિં ખરીદવા આવ્યા હતા. ઉતમોતમ કવિઓ, શાયરો, તથા ભાટચારણો અને બંદીજનોએ કવિતાના ઉન્નતસ્વરૂપથી તેના વ્યવહારિક રૂપ સુધી સર્વત્ર તેને ગજાવી મુકી હતી; અને તેમના નજીવા પ્રયત્નો પણ આજ ફળપ્રદ નીવડતા, તેનું કારણ માત્ર એ હતું કે તે કવિતાનો વિષય ગુલબદન હતી. ગાયન કરનારા અને સતાર, મૃદંગ વગેરે વગાડનારા પણ આજ પોતાના પ્રયાસોમાં સર્વોત્તમ થયા, કારણ તેમને આજ પૃથ્વી ઉપર દિવ્ય વસ્તુનુંજ ગાન કરવાનું હતું. મિજલસમાં આવનાર દરેક ગૃહસ્થની કલ્પનાના તરંગો દરેક પ્રકારના આનન્દસમુદ્રમાં લુબ્ધ થવા લાગ્યા; અને આ આનન્દસમુદ્રની દેવીનું સામ્રાજ્ય ધીમે ધીમે આખી મિજલસ—વૃદ્ધો અને યુવાનો, પ્રૌઢાઓ અને બાળાઓ, સર્વના—ઉપર સંપુર્ણ રીતે પ્રસર્યું.

માનનીય, વૃદ્ધ બહાદુરશાહ આ પ્રસંગના જેટલા હર્ષમાં જોવામાં

આવ્યો હતો તે આનન્દમયજ હતો; તેના ઓઠ ઉપર કૃતકૃત્યતાનું હાસ્ય રમતું હતું દરેક માણસની સાથે તે નિરાભિમાન તથા માનાથી વર્તતો હતો એટલુંજ નહિ પણ પોતાના ઉચ્ચ દરજ્જાથી કોઇપણ મનુષ્યને અગવડ ન પડે એવી રીતે ચાલતો હતો. વખતે પોતાના દરબારના ભૂષણરૂપ જે સુન્દરીઓ ગણાતી હતી તેમની સાથે નજીવી વાતો કરતો; વખતે તે રાજના સરદારોની સાથે શતરંગ (શેતરંજ) ની રમત રમવામાં મશગુલ થતો અને વારંવાર તે પોતાની ખુબસુરત ભત્રીજી ગુલબદનના અલૌકિક સૌંદર્યને જોઇ હૃદયમાં આનન્દ પામતો.

મહેલ વિવિધ પ્રકારનાં ફુલ તથા પાંદડાં અને અનુપમ વસ્તુઓથી ઓપરદમ શણગારેલો હતો. જ્યાં ત્યાં નાનાં પ્રકારનાં વાજીંત્રોના અવાજ કર્ણમાં મધુર લાગતા હતા, સ્ત્રી પુરૂષોનાં ટોળે ટોળાં આમ તેમ ફર્યાં કરતાં હતાં, આડ બાજુએ જુદા ઓરડાઓમાં હિન્દુ મુસલમાન વગેરે જુદી જુદી જાતિઓને માટે અને ત્હેમાં પણ પાછા માણસોની સ્થિતિના પ્રમાણમાં જુદા જુદા વિભાગોને માટે ઠેકાણે ઠેકાણે લીલા સુકા મેવાઓ તથા નવીન નવીન પ્રકારની મીઠાઇઓ દૃષ્યમાન્ થતાં હતાં. સુન્દરીઓ તથા પુરૂષો એકબીજાને મળે-વાતચીત કરે અને સાથેજ મીઠાઇ ખાય અથવા શરબત પીએ એવા પ્રકારની સર્વ સ્થળે સંપુર્ણ સગવડ થયેલી છતાં જે સ્ત્રીઓ તથા પુરૂષોને એકલાંજ રહેવું હોય ત્હેમને સારૂ ત્હેવી ગોઠવણ પણ કરવામાં આવેલી હતી ટુંકામાં પોતાના સઘળા અમીરો સરદારો તથા મુસલમાન હિન્દુઓ,—સર્વ જેથી ખુશ થાય તથા સંતોષ પામે તેવું કાંઇ પણ બાકી રાખવામાં આવ્યું નહોતું.

બહાદુરશાહના તથા ત્હેની પુર્વે થયેલા ત્રણ ચાર નવાબોની ફત્તેહમંદ યશસ્કર, અને ધર્માંધતારહિત કારકીર્દીમાં હિન્દુસ્થાનનાં બીજાં રાજ્યોમાં પડેલા હિન્દુ અને મુસલમાન વચ્ચેના ગાઢ-ભેદ નહિ જેવાજ થઇ ગયા હતા. મહાન અકબરના આ બાબતમાં થયેલા દિગ્વિજયનું અહિં પુનરાવર્તન થયેલું હતું; અને તેથીજ જ્યારે આખા હિન્દુસ્થાનને "પડતી" રાક્ષસીએ કચરવા માંડયો હતો ત્યારે આપણે ખંભાત જેવા એક ન્હાના રાજ્યને સમૃદ્ધ. વિસ્તરવાળું તથા માનનીય થઇ પડેલું જોઇએ છીએ.

નવાબના ત્રણ જુના મિત્રો ખ્વાઝાખાન, માણેકચંદ, અને દયાલસિંહ પોતાનું વય વૃદ્ધ થયેલું હોવા છતાં અહિંની સઘળી ગમ્મતોમાં ભા-

ગ લેતો, સ્ત્રી પુરૂષોનાં ટોળાં અથવા જોડાં જે મળે તેની હાસ્યવિનોદ કરતા, અને ગમે તે સ્થિતિનો માણસ હોય તો તેની સાથે એકદમ ભળી જઇ તેને મહેલમાં બરોબર સગવડ પડે છે કે નહિ તે વગેરે તપાસ કરી બંદોબસ્તમાં કોઇપણ પ્રકારની ખામી હોય તે દુર કરતા.

બહાદુરશાહ જે પોતાના વિશાળ દિવાનખાનામાં એક બારીએ પોતાની ભત્રીજી ગુલબદનની સાથે વાત કરતો ઉભો હતો તે પાસેના બારણા માંથી ખ્વાજાખાનને અંદર પ્રવેશ કરતો જોઇ બોલી ઉઠયો, "ખ્વાજાખાન આપણે જે દીવસે જંજિરાને ઘેરો ઘાલ્યો હતો અને આંચિયાઓની સાથે ઘણીજ સખ્ત લડાઇ થઇ હતી, તે દિવસના કરતાં પણ આજ હું તમને વધારે હર્ષમાં જોઉં છું, તે દિવસ પણ તમે ખરેખરા ખુશ મિજાજમાં હતા."

ખ્વાજાખાન—"સરકાર ! એતો મ્હારાથી પણ ના નહિ કહી સકાય, આપણે જંજિરાની દિવાલો ઉપર મધ્યરાતે જ્યારે આપણો અર્ધચન્દ્ર-વાવટો રોપ્યો ત્યારે જે ભય અને આનન્દ ધારતી અને ઉત્સાહ ક્ષણે ક્ષણે હૃદયને દોલાયમાન કરતાં હતાં તેનું તો હજી પણ સ્મરણમાત્ર છતાં શરીરે પરસેવાના રેબેરેબ ઉતરે છે અને નિન્દિત વૃત્તિઓ પણ યુદ્ધને માટે તત્પર થઇ જાય છે. મ્હારા જીવના સમ ! આપણા ખંભાતીઓ પણ ખરેખર તે દિવસ સિંહના જેવાજ લડયા હતા."

બહાદુરશાહ—"હવે નિરાંતે આનન્દમય જીંદગી ગાળ્યા કરો. મહારા શુરવીર સરદાર ! તમે તો તમારી ફરજ બજાવી ચુકયા છો અને હાલનો આરામ તહમારી પ્રથમની-યૌવનની મહેનતોનો યોગ્ય બદલોજ છે.

ખ્વાજાખાન—"હા. સાહેબ, અને-અહા ! પુર્વકાલનાં પરાક્રમોનું સ્મરણ કેટલું મધુર લાગે છે ! પણ સાચું કહેવડાવો તો મહારી કીર્તિને માટે તમારોજ હું આભારી છું, કારણ મહને જે કાંઇ માન મળ્યું છે તે તમારે લીધેજ છે. હું મહાન્ બહાદુરશાહના હાથ નીચે પોરબંદર અને રામાસ+ની લડાઇઓ ન લડયો હોત અને દિવના દરિયાઇ યુદ્ધમાં તેમની જ સરદારી નીચે રાજ્યની કીર્તી ફેલાવવામાં સહાયભૂત ન થયો હોત તો આજ કોઇ જાતનું પણ ન હોત કે ખ્વાજાખાન નામનો મનુષ્ય દુનિયાંમાં જીવે છે કે નહિ."

+ હિન્દુસ્થાનના પશ્ચિમ કિનારા ઉપર એક બુન્દર છે.

બહાદુરશાહ—"મ્હારા ભલા ખ્વાઝાખાન! મને તો લાગે છે કે આ બધી મમ્મતોમાં બહુ પૂર્વેથી તમારૂં મગજ ઠેકાણેથી જરા આઘું પાછું ખશી ગયું છે."

ખ્વાઝાખાન—ના, ના. એવું કાંઇજ નથી. હું જાણું છું. સરકાર! કે મારે તમને તમારે મોંયેજ 'મહાન્ ન કહેવા જોઇએ, પણ ખરે, હવે ખુશામત મને નિરૂપયોગી થઇ પડે એટલો તો ઘરડો હું થયોજ છું. મને ખોટાં વખાણ કરવાની કાંઇ જરૂરજ નથી અને ત્હેની દરકાર પણ નથી; હું એ કામ તો ખંભાતી યુવાન અમીરો જેમને હજી દારૂ ગોળાની જરા વાસ તો આવી નથી, અને જેઓએ ખંભાત તથા બહાદુરશાહને માટે લોહીનું એક ટીપું પણ પાડયું નથી, તેમનેજ સોંપુંછું"

બહાદુરશાહ—"ખ્વાઝાખાન! તમે તો એવાને એવા શ્રદ્ધાન્મતજ રહ્યા.—તમે ધારો છો કે બાદશાહ તમારો મત સ્વીકારે!"

ખ્વાઝાખાન—" જો મહમદશાહ આગરાવતી અને માંડુના રણસંગ્રામો ભૂલી ગયો ન હોય, ખુશામતીયાઓથી છેતરાઇજતો ન હોય. અથવા પોતના દુષ્મનની મોટાઇની અદેખાઇ તેની આંખો પુરી નદેતી હોય તો—જરૂર કહ્યા વિના રહેજ નહિ કે, આખા હિન્દુસ્થાનમાં એકજ માણસની મને ધાસ્તી છે, એકજ માણસ મારી સાથે લડવાને યોગ્ય છે—અને ખંભાતનો નવાબ બહાદુરશાહ છે."

બહાદુરશાહ—"મને લાગે છે કે ગાળવાના નવાબને પકડયા બાબતનો આપણો જવાબ એ જ્યારે વાંચશે ત્યારે તો હાથ હાથ કુદશે."

ખ્વાઝાખાન—"હા. સાહેબ! એ ગુસ્સે તો થશેજ; પણ ત્હેનું શું થઇ ગયું? ખંભાત જ્યાં સુધી બહાદુરશાહ જીવે છે ત્યાં સુધી, ત્હેના નિર્માલ્ય ગુસ્સાની કાંઇજ દરકાર રાખે તેમ નથી, પણ જ્યાં તમે અને તમારી સાથે ઉછરેલા વીરનરો એકવાર આ ફાનિ દુનિયાંમાંથી બેહસ્તનશીન થયા કે પછી......ખરેખર ખંભાત! ત્યારે તો તારી અવદશાજ આવી સમજવી, મને ફિકર માત્ર એજ રહે છે કે આ સોનેરી દિવસો પડતીના વખતને માટે જગો કરવા પવન વેગેજ ઉડી જશે."

બહાદુરશાહ—"શું આપણા રાજ્યમાં ભવિષ્યમાં સારા નીવડે એવા યુવાન અમીરો તથા સરદારો નથી?"

ખ્વાઝાખાન—" ઓ ખુદા ! આપણા ઉમરાવોનો મ્હોટો ભાગ શું છે ! તેઓ રણસંગ્રામ કરતાં રતિસંગ્રામમાં ઘણા વધારે હુશિયાર છે ! નીશાબાજીમાં ખરેખરા પહેલવાન, મન અને તનમાં ઘસાઇ ગયેલા બિન કૌવત બાંયલાઓ, પણ હા ! આ વળી બીજી બાબતો ઉપર હું કયાં દોડયો ગયો ?......જયારે માણસ વદ્ધાવસ્થાએ પહોંચ્યો હોય છે અને બહાદુરશાહ જેવા વીર નર તથા રાજનિતિજ્ઞ પુરૂષની સાથે વાત કરવાનો તેને વખત મળે છે, ત્યારે—તે વખતે તે દુનિઆંની નજીવી વસ્તુઓ ભૂલી જાય એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. સરકાર ! મારે આપને એક અરજ ઘણીજ જરૂરની કરવાની છે. "

બહાદુરશાહ—તમે મારી જિજ્ઞાસા જાગૃત કરો છો. "

ખ્વાઝાખાન—" આશરે એક અઠવાડીયા થયા અહમદનગરથી અમીર ફાઝિલખાન નામનો એક ઘણો બુદ્ધિશાળી અને અમીરી દેખાવનો જુવાન અહીં આવી પહોંચ્યો છે. "

બહાદુરશા—"પછી ? "

ખ્વાઝાખાન—" તેનો બાપ મારો જીવજાન દોસ્ત હતો; તે બહાદુર બચ્ચો સરદાર હાલ બેહસ્તનશીન છે ! ન્હાનપણમાં અમે બંને જણા લશ્કરની એકજ ટુકડીમાં હતા અને તેણે કેટલીક વખત અદ્દભૂત સાહસથી મારો તેમ બીજા કંઇકનો જીવ બચાવ્યો હતો. ખરેખર તે એક બહાદુર નર હતો. "

બહાદુરશાહ—" ખ્વાઝાખાન ! પિતાનાં પરાક્રમોનું વર્ણન કરતાં તમે પુત્રને તો ક્યાંયે વિસારી મૂકયો જણાય છે. "

ખ્વાઝાખાન—" તેનો પુત્ર ખંભાતમાં આવ્યો છે, અને રાજ્યની નોકરીમાં દાખલ થવા ઇચ્છા રાખે છે. તે યુવાનને એકાદ સારી જગો આપવાને હું આપને ખાસ અરજ કરૂં છું. જયારે આપણે સર્વ કબરમાં સુતા હોઇશું ત્યારે તે યુવાન ખંભાતની મગરૂબીનું કારણ થઇ પડશે એમ મને ખાત્રી છે; એ વાતની ખાત્રી ઉપર હું મારો જાન બરબાદ કરવા તૈયાર છું. "

બહાદુરશાહ—" એનામાં બુદ્ધિ છે ? અક્કલ છે ? "

ખ્વાઝાખાન—" એ તો છેજ, પણ તે ઉપરાંત તેના બાપના જેવીજ સિંહની છાતી છે—એની સલામ લેશો ? એની સાથે વાત પણ કર-

વા જેવી છે. દિવાનખાનામાં અમીરોની સાથે બેઠો છે. એને બોલાવું ! એની શકિતના ફકત એકજ નમુના તરીકે તમને એક વાત કહું તે સાંભળો. ખંભાતને હેરાન કરનારા લૂંટારાઓ વિશે તેણે સાંભળ્યું છે, અને પોતાની નોકરીના પહેલા કામ તરીકે, જે લૂંટારાઓ હજુ સુધી આખા ખંભાતના નગર રક્ષકોને હંફાવ્યા છે, અને જેમનું ગુપ્ત સ્થાન હજી અગમ્યજ રહેલું છે, તેમને પકડી આપવાનું તે માથે લે છે."

બહાદુરશાહ—"ખરે ? મને લાગે છે કે એ કામ તો નિશ્ચય તેની શકિતની બ્હારનુંજ થઇ પડશે. એનું નામ તમે ફાઝિલખાન કહ્યું ? એને કહો કે મારે એની સાથે વાત કરવી છે."

ખ્વાઝાખાન—"હેં ! ત્યારે તો મ્હારૂં અરધું કામ પાર પડયુંજ કારણ ફાઝિલને જોયો અને પછી તેને ના ચ્હાવું, એતો સ્વર્ગ જોવું અને પછી તેમાં રહેવાનું મન ન કરવું તેના જેવુંજ કઠિન છે. ફાઝિલને જોવો અને પછી તેના ઉપર અપ્રીતિ દરશાવવી, એવો આંધળા માણસની આંખમાંથી આવી ગયેલી છારી દૂર કરી કુદરતની ખુબસુરતીઓ તથા તેજના અમૃતમય સમુદ્રમાં તેના દૃષ્ટિને સ્નાન-પાન કરાવનાર હાથ તરફ તે અપ્રીતિ બતાવે, તેના જેવુંજ મુશ્કેલ થઇ પડવાનું."

બહાદુરશાહ ( હસતે મ્હોંયે ) ખ્વાઝાખાન ? આપણી દોસ્તી શરૂ થયે આટલાં બધાં વર્ષ થયાં છતાં તમને આટલા બધા ઉત્સાહી મેં કદિ પણ જોયા નહોતા ? જાઓ; આ તમારા વિલક્ષણતાવાળા યુવાનને મ્હારી પાસે જલદી બોલાવી લાવો.

ખ્વાઝાખાન— ( મ્હો મલકાવીને ) "ઠીક ત્યારે હું જાઉં છું-પણ બેગમ સાહેબ ? તમે તો સાંભળજોજ. તમને તો હું પહેલેથી ચેતવણી આપું છું, સંભાળજો."

ગુલબદન—" કાંઇ ફીકર નહી. ખ્વાઝાખાન ! તેની તમારે કોઇ પણ પ્રકારની ફીકર રાખવીજ નહી, તમારા શૂરવીરને અહિં બોલાવી લાવો. તેને જોવાની મને પણ ઘણીજ ઉત્કંઠા થઇ ગઇ છે."

ખ્વાઝાખાને ફાજલખાનને શોધી કહાડવાને નવાબ પાસેથી રજા લઇને ગયો.

બહાદુરશાહ—"બ્હેન ? તું કેમ ક્યારની અહિંજ ઉભી રહી છે ? બધી ઉમરાવજાદીઓ તારી વાટ જોતી હશે."

ગુલબદન—"હું ફરી ફરીને-આવકાર કરીને તથા વાતો કરીને છેક જ થાકી ગઇ હતી અને હવે તો ફાઝીલખાન કે જેનાં ખ્વાઝાખાન આટલાં બધાં વખાણ કરતા હતા તેને જોવાની ઇચ્છા મને અહિં રોકી રાખે છે. કાકા સાહેબ ? તમને ખરેખર કહું મને લાગે છે કે મેં એને ક્યારનોએ જોયેલો છે. અમીરોના ભેગો એક પરદેશી યુવાન ફરતો હતો તેજ એ હશે એમ મને લાગે છે. તેનો દેખાવ એવો તો આકર્ષક હતો કે પુરૂષો અને સ્ત્રીઓ, બધાં તેના ચ્હેરા તરફ એક નજરે જોઇ રહેતાં હતાં અને આ વિષે સઘળાં માંહોમાંહે પુછપરછ કરતાં હતાં, તે રૂસ્તમી દેખાવનો પહેલવાન હતો, છતાં મજનુનના જેવોજ તેનો ચ્હેરો ચિન્તાશીલ હતો, એની ચાલવાની ઢબ, વાતચીત કરવાની રીત ખરેખર અમીરીજ હતી, એણે મુગલાઇ પોશાક પહેરેલોજ હતો."

બહાદુરશાહ—( જરા હસી કૃત્રિમ ગુસ્સાથી આંગળી ઉંચી કરીને ) "જોજે, હાં ! તુંએ ખ્વાઝાખાનના પંથમાં ભળી ચુકી કે ?"

ગુલબદન—"ના. ના. કાકા સાહેબ ! એમાં કાંઇજ જરા પણ અતિશયોકિત નથી. એ અમીરી યુવાન અને આ ફ્રાઝીલખાન એ બે જુદા જ માણસો પણ હોય, પણ ખ્વાઝાખાનના વર્ણન ઉપરથી જોતાં...... જુવો ! જુવો ! કાકા સાહેબ ! પેલી તરફ જુઓ, પેલો મુગલાઇ યુવાન ઓ ઉભો."

બહાદુરશાહ—"અને ખ્વાઝાખાન તેની પાસે ગયા જો ! એ બે જણ આ તરફ ફર્યા ગુલબદનના તાઇ ધારવું ખરૂં ઠર્યું."

નવાબ બોલી રહયો નહિ એટલામાં તો ખ્વાઝાખાન પોતાની સાથે એક કીમતી મુગલાઈ પોશાક પહેરેલા યુવાનને લઇ, ત્યાં આવી પહેચ્યો.

"ગારા કદરખાન સરકાર !" ખ્વાઝાખાને કહ્યું, આ અમીર ફ્રાઝીલખાન આપને કુરનસ બજાવે છે અને આપનો આશ્રય માગે છે.

ફાઝીલખાને પોતાની ઉંચી મુગલાઇ ટોપી ઉતારી ધુંટણીએ પડી ખંભાતના માનવંતા નવાબને સલામ કરી.

બહાદુરશાહ—"મારા જાણવામાં આવ્યા પ્રમાણે, તમે અમારા રાજયમાં રહેવાનો ઇરાદો રાખો છો ?"

" ફાઝીલખાન—"હા સરકાર જો આપ સાહેબ મને એવા મોટા માનને લાયક ગણો તો, તેજ મારી મોટામાં મોટી ઇચ્છા છે."

બહાદુરશાહ—" ખ્વાઝાખાન તમારાં બહુ વખાણ કરે છે."

બહાદુરશાહ—"ખ્વાઝાખાન તમારાં બહુ વખાણ કરે છે. જો એ કહે છે તે સઘળુંજ ખરૂં હોય તો તમારા સ્વદેશની સેવા તમારે શાને માટે મુકી દેવી પડી ?"

ફાઝીલખાન—"કારણ કે બધાં રાજ્યોમાં બહાદુરશાહ જેવા રાજકર્તા઼ઓ નથી."

બહાદુરશાહ—" મારા સાંભળવા પ્રમાણે, જે લુંટારાઓએ કેટલોક વખત થયાં ખંભાતમાં આંસુની નદી વ્હેવરાવી છે, તેમનું રહેઠાણ શોધી કાઢવાનું તમે માથે લ્યો છો ?"

ફાઝીલખાન—"જો આપ નામદાર ફકત મહારા ઉપરજ વિશ્વાસ રાખો, તો સત્વર તે લુંટારાઓને પકડીને આપ સરકારના હાથમાં સોંપી દેવાનું વચન આપવાને અને તેમ હું ન કરીશ તો મારૂં માથું ગુનેહગાર તરીકે આપવાને હું તૈયાર છું."

બહાદુરશાહ—"એક પરદેશી એટલું બધું કરી શકે એ મને તો ઘણુંજ અસંભવિત લાગે છે; પણ તમે તમારૂં વચન પાળી શકો છો કે નહિ, તેનો દાખલો જોવાને મારી ના નથી."

ફાઝીલખાન—"ઠીક, સાહેબ ! એટલું બહુ છે—કાલ અથવા બહુતો પરમ દહાડે આપને આજ આ આપેલું વચન પાળીશ."

બહાદુરશાહ—"તમે તમારૂં વચન આટલી બધી ખરી ખાત્રીથી આપો છો ? યુવાન માણુસ તમને ખબર છે કે એ બદમાસોને છાપો મારીને પકડી લેવા એ કામ કેટલું બધું બયંકર છે ? તે લોકો શોધ્યા જડતા નથી અને જરૂર ન હોય એવે વખતે આવીને પહેલા હાજર થાય છે. ખંભાતમાં એવો એક પણ ખુણો, એવી એક પણ જગો નથી, કે જે અમારા જાસુસો શોધ્યા વિના રહ્યા હોય અને એમ છતાં પણ અહિના કાબેલમાં કાબેલ નગર રક્ષકો પણ—આટલો બધો વખત થયા છતાં પણ શોધી કહાડવામાં ફતેહમંદ નીવડયા નથી."

ફાઝીલખાન—"એ સઘળું જાણું છું અને તેથી તો ઉલટી મને બમણી હોંશ થાય છે કે, ખંભાતના નવાબ સાહેબને હું બતાવી શકીશ કે હું સાધારણ રખડેલ મુસાફરોના જેવો નથી. મારી તે કામ સંપુર્ણ રીતે

પાર ઉતારવાની શક્તિ બાબત આપ નામવરને કાંઇ પણ અંદેશો રાખવાની જરૂર નથી."

બુહાદુરશાહ—"તમારા વચન પ્રમાણે તમે વર્તો; અને પછી ખ્વાઝાખાન ! એમને વિષે મને યાદ દેજો. આટલેથીજ આજ આપણી મુલાકાત તથા વાતચીત અટકે છે; કારણ કે આજ રાજકાજના વિષયની વાતો કરવાથી આવા હર્ષના દિવસનો હેતુ પાર પડી શકતો નથી.—ગુલબદન ! તારે દિવાનખાનામાં થતા ખેલો જોવા નથી ? અમીર તમે એની સાથે રહેજો !"

ફાઝિલખાન—"મને એથી વધારે મહોટું માન મળી શકલ નહિ."

ગુલબદન, ફાઝિલખાનની સાથે પોતાના કાકાને થતી વાતચીત સાંભળતી પાસેના એક આરસના પુતળાને અઠંગીને ઉભી રહી હતી. તેને ખ્વાઝાખાનના શબ્દો ફરીથી યાદ આવ્યા. ફાઝિલખાનને જોવો અને પછી તેને ન ચહાવું. એ તો સ્વર્ગ જોવું અને પછી તેમાં રહેવાનું મન ન કરવું તેના જેવુંજ કઠિન છે." અને જેમ જેમ તે તેના ચ્હેરા તરફ જોતી ગઈ તેમ તેમ ખ્વાઝાખાનની જરાપણ અતિશયોક્તિ ન્હોતી એમ તેની ખાત્રી થતી ગઇ. તેથી જ્યારે તેના કાકાએ તેને ફાઝીલનીખાનની સાથે દિવાનખાનામાં જવાનું કહ્યું ત્યારે તેની સ્ફટિક મુખાકૃતિ ઉપર સુંદર વ્રીડાવિકારરૂપી ગુલાબ ધીમે ધીમે સંપૂર્ણતામાં ખીલ્યું અને તેની સાથે જવું, કે કાંઇ બ્હાનું કહાડીને ન જવું, એ બાબત મનમાં વિચાર કરવા લાગી.

ખુબસુરત સુંદરીઓ ! જો તમે મારો સત્ય અભીપ્રાય પુછતાં હો, તો, હું ખાત્રીથી કહી શકું છું કે, ગુલબદનની તે વખતની સ્થિતિમાં તમે હોતો તમારામાંથી પણ કોઇકજ તેના કરતાં ઓછી ગભરાયા વિના રહે. ખરેખર ફાઝિલખાનના જેવી આકૃતિ, જોનારના હૃદયોમાં તેને જોતાંજ ચ્હાવાનું એકદમ મન થઇ જાય એવો સુરમ્ય ચ્હેરો; કોઇ પણ ચિત્રકાર અથવા શિલ્પશાસ્ત્રી ઉત્તમોત્તમ પ્રકારની આકૃતિનો પુરૂષ આલેખવા અથવા કોતરવા માગતો હોય તેને આ મનુષ્યાકૃતિ જોયાથી કોઇ પ્રકારનો સુધારો વધારો કરવાની ઇચ્છા ન રહે એવાં દરેક સુંદર અવયવોના સમહ રૂપ દિવ્ય સ્વરૂપ; અને મનસ્કાન્ત આંખોમાં રમતો અમાનુષી પ્રભાવ, જે નજરે પડતાંજ મનમાં થઇ જાય કે, "આ યુવકની છાતી નીચે

વીર પુરૂષનું હૃદય અને કોઇ મહાત્માનું અંતઃકરણજ નિવાસ કરે છે."—

આહા, સુંદરીઓ ! મનોહર બાનુઓ ! આવા પુરૂષને જોતાં ગુલબદનના જેવી વિનીત, કોમલ, ઉછરતી બાલિકાનું અભિનવ પ્રેમનું હજી દર્શન માત્ર કરતું હૃદય જરા ગભરાઇને વધારે વધારે ઝડપથી ઉછળવા માંડે તો તેમાં તેમને કાંઇ વધારે આશ્ચર્ય લાગે છે.

ફાઝિલખાન ગુલબદનની સાથે દિવાનખાના તરફ વળ્યો અને બંને જણે સાથેજ તેમાં પ્રવેશ કર્યો. અહિં આનંદ અને ગમ્મત, ભભકો અને ઠાઠમાઠ સર્વ સ્થળે–જ્યાં જુવો ત્યાં નજરે પડતાં હતાં. આખો મહેલ ગીત વાદ્યના નાદથી ગાનમય દૃષ્યમાન્ થતો હતો અને તે સર્વનો સંવાદ જીવન અને અન્ય વસ્તુઓમાં એક નૂતન હૃદય સંબંધનો જન્મ આપતો હતો. નૃત્ય અને સંગીતમાં લીન થયેલી બાલિકાઓ—નવા નવા પ્રકારના વાદીત્રોનાં મંજુસ્વરમાં લુબ્ધ થઇ ગયેલા પુરૂષો—ચોતરફ સુગંધ સિન્ધુનાં મોજાં ઉછળાતી રહેલાં કુસુમપત્રો—અનુપમ કારીગરીથી આંખોમાં મોહિનીમય થઇ કામણ કરી રહેલાં સુંદર ચિત્રો—અદ્વિત્ય શિલ્પ કૃતિઓના નમૂના રૂપ જીવતી વસ્તુઓને પણ વિસ્મય એવાં પુતળાંઓ–અને બધાંની આસપાસ, આમ તેમ ફરતાં અથવા ઉભાં રહેલાં નવયૌવના સુંદરીઓ તથા પ્રવીર–પુરૂષાતન દર્શાવતા ભવ્ય પુરુષોના ટોળે ટોળાં, એ સર્વથી અહિં સ્વર્ગીય દેખાવનુંજ પ્રેક્ષકને કંઇક ભાન થાય તેમાં આશ્ચર્ય જેવું ન્હોતું. ફાઝિલખાન અને ગુલબદન આ અલૌકિક દેખાવ જોઇજ રહ્યાં. તેમનાં બંનેના હૃદય આ દિવ્ય ચિત્ર અવલોકવામાં એકજ થઇ ગયાં અને કાંઇપણ બોલ્યા શિવાય તેઓ તે દિવાનખાનાના મધ્ય ભાગમાં થઇને ખુણા ઉપરની એક બારી આગળ જઇ ઉભાં. આમને આમ મૌનાવસ્થામાં કેટલોક વખત ચાલ્યો ગયો. કોઇ કોઇ વાર તેમની દૃષ્ટિ એક બીજા તરફ ખેંચાતી અને મળતી, કોઇ કોઇ વખત તેઓ પોતાની દૃષ્ટિ અમિષે ફેરવત થયેલા આ મનોહર દેખાવ તરફ જોતાં, અને કવચિત્ બારીગાંથી ડોકિયાં કરતો રમ્યચંદ્ર પણ તેમની આંખો આકર્ષતો. અસંખ્ય દીવાઓ તથા હાંડી ઝુમ્મરોના દેદીપ્યમાન તીવ્રપ્રકાશ—અનેક મોટા કાચના તખ્તાઓમાંથી પ્રતિબિમ્બિત થતા દીવાઓના તેજને બહાર રમતી શીળી ચાંદનીની સાથે સરખાવી જોવાથી હૃદયમાં જે આહ્લાદ ઉત્પન્ન થાય છે, તેનું વર્ણન અહિં થઇ શકવું તો ખરેખર મુશ્કેલજ છે; પરંતુ મધ્યાહ્નના સૂર્યનાં દાહક રશ્મિઓમાં થાકેલા મનુષ્યને રજનિકાન્ત શશિનાં શીતલ શીકરાં

ન્દ થાય છે, તેનું સ્મરણ કર્યેથી આપણને તેની ખુશીનું થોડુંક ભાન પ-ણ થવાનો સંભવ છે ! કોઈ કોઇ વખતે તો, સ્વર્ગીય શાન્તિમાં લીન થઇ જતાં. તેઓ એક બીજાનું સામિપ્ય, આ સુંદર દેખાવ, આ મનોહર ચં-દ્રિકા, અને આખા વિશ્વને ભુલી જઇ, આત્મ જીવનમાંજ વિરામ પામતાં.

"બાનુ સાહેબ !" આખરે ફાઝિલખાન બોલી ઉઠ્યો,-"દુનિયાંમાં કેઇ પણ વધારે મોટું દુઃખ છે ?"

"દુઃખ" જાણે કે કોઇ સ્વપ્નમાંથી ઉઠતી હોવની એમ ઝબકીને ગુલબદન બોલી ઉઠી;—"અમીર ! તમારે શું દુઃખ છે ?—કોણ દુઃખી છે ?"

"જેના નશીબમાં બેહસ્તની લ્હેરો જોવાનું નિર્માણ થયેલું છે. પ-રંતુ જેને તેમાં પ્રવેશ કરવાની રજા નથી. તો જે તરશથી મરતો હોય અને પોતાની નજર આગળ પાણીનો પ્યાલો જોવા છતાં બીજા કોઇ વ-ધારે નશીબદાર માણસને માટે નિર્માયલો છે, એમ જાણતો હોય તે"

ત્યારે અમીર સાહેબ ! તમેજ આ સ્વર્ગમાંથી બહાર થયેલા છો ! બીજાને માટે મુકાયલા પાણીના પ્યાલાને જોનો તુષાતુર મનુષ્ય, પણ તમેજ તો ?—આ બન્નેમાં જેને તમે દુઃખી તરીકે ગણ્યો તે તમેજ છો ?"

"ઓ ખુબસુરત, પરીચ્હેર ગુલબદન ! હું શું કહેવા માગું છું તે તમે ચોખીજ સારી રીતે સમજો છો. હવે કહો બેગમ સાહેબ હું દુઃખી નથી ?"

"પણ તમારા નશીબમાંજ નથી એવું સ્વર્ગ કયી જગોએ છે !"

"જ્યાં ગુલબદન છે, ત્યાંજ મારૂં સ્વર્ગ છે, ફાઝિલખાને કહ્યું અને પછી ધીમેથી મૃદુસ્વરે પુછ્યું. "બેગમ સાહેબ ? તમને ખોટું તો લાગ્યું નથીને ? મારા આમ છુટથી બોલવાને લીધે તમે કફા થયાં છો !"

"અમીર ફાઝિલખાન !" ગુલબદને ગંભીર સ્હેરેથી જવાબ દીધો. તમે અહમદનગરના રહેવાશી છો. અમે ખંભાતમાં આવી જાતનાં ખોટાં વખાણ ધિક્કારીએ છીએ કદાચ બીજાં નહિં ધિક્કારતાં હોય તોપણ ગને તો તે વિષય ઉપર ખરેખરો તિરસ્કારજ છે, અને બીજાઓ કરતાં પણ તમારી પાસેથી તો તેવી ખોટી પ્રસંશા સાંભળવા ઇચ્છાજ નથી.

"મારી જીંદગીના સમ ? બાનુ સાહેબ ? મેં તો મારા મનમાં હતું તેજ કહ્યું છે, હું તો નિઃસંશય સાચુજ બોલ્યો છું."

" જુવો હમણે નવાબ સાહેબે દયાલસિંહ અને ખ્વાઝાખાનની સાથે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. એ આપણને ટોળાંઓમાં ખોળશે. માટે ચાલો આપણે તેમની પાસે જઇએ. "

ફાઝિલખાન ગુલબદનની પાછળ પાછળ ચાલ્યો નવાબ આવવાથી આ-સપાસનો સઘળો કોલાહલ બંધ થઇ ગયો. અને નિર્મળ સંગીત તથા રૂચિર નૃત્યના મધુર સ્વર શરૂ થયા. અહિં સર્વ સુંદરીઓ તથા પુરૂષોમાં ફાઝિલખાન અને ગુલબદન જેવું બીજું એક પણ યુગ્મ હતું ? આ દિ-બ્યતાનની સાથે જ્યારે બાલિકાઓનું મધુરૂં ગાન શરૂ થયું અને તેમાંયે જ્યારે ગુલબદને ગરબો ×ઉપાડયો ત્યારે, આહા સ્વર્ગ પણ પૃથ્વી ઉપરજ આવેલું જણાતું નહોતું ! ગાનસરિતાનાં મંદમંદ મોજાં ઉપર તરતાં પગ-લાંથી ફરતી ગુલબદન તે પ્રવાહને સુશોભિત તથા સુગંધમય કરતી ફુલ-માળાના જેવીજ જણાતી હતી.

અને ફાઝિલખાન, જ્યારે ગરબો બંધ પડયો અને પુરૂષ વર્ગને પણ સંગીતમાં ભાગ લેવાનું ઠર્યું ત્યારે નવાબ અને ખ્વાઝાખાનના અત્યાગ્રહથી આગળ પડેલા ફાઝિલખાન જ્યારે સતારની ધુનમાં ગઝલને ઉતારવાનું શરૂ કરવા લાગ્યો ત્યારે તે કેવા અમાનુષી દેખાવવાળો દૃશ્યમાન થતો હતો ? તેની ગાવાની છટા, તેની મોહકભાની, તેની સુરમય મુખકૃતિ, અને સતા-રમાંથી શ્રોતાઓનાં હૃદયોને દ્રવિત કરતો તેણે ઉત્પન્ન કરેલો સંગીત સ્વરએ સર્વ દિવ્યજ હતાં તેનું માથું ઉઘાડું થઇ ગયું હતું, પણ કીમતી ટો-પીઓ, મૂલ્યવાન પાઘડીઓ, ભભકાદાર ફેટાઓ અને સુંદર પીછાંઓ જેના ઉપર ફરક્યા કરતાં હતાં, એવા મણિમય ટોપ. એ સર્વ સમિપમાં હોવા છતાં પવનની ઝીણી લહરિઓમાં ઉડતા તેના સોનેરી વાળ તરફજ દૃષ્ટિ આકર્ષાતી હતી. અને ગુલબદન તથા ફાઝિલખાનના આ કાન્ત દ્વન્દ્વના જા-ણવા બહાર પરંતુ ચાર તરફથી પ્રશંસાનો ધ્વનિ ઉઠયો અને ધીમે ધીમે સર્વ મનુષ્યો–પુરૂષો, અને સુંદરીઓ પોતપોતાનું સ્વરૂપ પોતપોતાના અભિ-પ્રાય ભૂલી જઇ આ યુગલની પ્રશંસામાંજ લુબ્ધ થયાં પરંતુ તે બંનેયે અરસપરસનાં–એક બીજાનાં હૃદયો શિવાય, બીજાં કોઇ ઉપર અસર કર-વાની તો ઇચ્છાયે કરી ન્હોતી.

× આ ઉપરથી એમ જણાય છે કે બહાદુરશાહે હિંદુઓનાં ઉત્તમ રીવાજોમાંથી કેટલાક પોતાના વર્ગમાં પણ સ્વીકાર્ય હતા.

## પ્રકરણ ૨ જું.

### અહમદનગરી અમીર.

નવાબને ત્યાં મિજલસ થયે બે દિવસ થઇ ગયા હતા. રૂકનુદીન દોલતચંદ તથા રંગીલરામની સાથે પોતાના મકાનમાં બેઠો હતો. દીવાનો પ્રકાશ ઝાંખો ઝાંખો પડતો હતો; બહાર વાદળાંવાળાં આકાશ ઉપર સ્યામતા વિના બીજું કાંઇ જણાતું નહતું; અને આ રખડેલાનાં મનમાં સામ્રાજ્ય કરી રહેલા અંધકાર વ્યાપી અને ભયંકર વિચારો તેમના શરીરને શિથિલ કરી નાંખતા હતા.

રૂકનુદીન (લાંબા વખતના મૌન્ય પછી)—"હે તમે બંને જણા શું વિચાર કર્યા કરો છો ? દોલતચંદ ! રંગીલરામ ! તમારા પ્યાલા કેમ ભરતા નથી.

દોલતચંદ ( બેદરકારી )—" ભલે તમને ખુશી કરવાને—પણ મને આજ રાતે શરાબની દરકાર નથી. "

રંગીલરામ—"અને મને પણ નથી. મને તેમાં કાંઇ કડવો અથવા તુરો સ્વાદ લાગે છે; પણ દારૂ તો સારો છે. હું ધારૂં છું કે આપણા સ્વભાવની અત્યારની સ્થિતિને લીધેજ તે તેવા લાગતો હશે. "

રૂકનુદીન—"એ હરામખોરોનું સત્યાનાશ જજો !—એ બદમાશો દોજખમાં—જહાનમની ખાડમાં જઇને પડજો ! "

દોલતચંદ—" કોણ લુંટારા ? "

રૂકનુદીન—" હા. તેમના ઠેકાણા કે તેમનું જરા નિશાન પણ નજરે પડતું નથી; એ કાંઇ ઓછી દિલગીરીની વાત છે ? "

રંગીલરામ—"અને એટલામાં વખત વહી જશે, આપની ઉમેદો બર આવશે નહિ, આપણું કાવતરૂ બહાર પડશે, અને પછી આપણને લોકોના તથા આપણા પોતાના ધિક્કારનું પાત્ર થઇ નિરાંતે દુરંગમાં બેસવાનો વખત આવશે ! મને તો એમ થઇ આવે છે કે મ્હારી ચામડી ગુસ્સામાં ને ગુસ્સામાં નખ વતી તોડી નાંખું. (બધાયે પાછા વિચારમાં ગરકાવ થઇ જાય છે. )

રૂકનુદીન ( પોતાનો હાથ કપાળે પછાડતાં)-ફાઝિલ ! ફાઝિલ! "

રંગીલરામ-"મ્હારે બે ત્રણ ઘડી પછી મુલ્લાં સાહિબખાનને ત્યાં જવાનું છે, અને એને મ્હારે શું ખબર જણાવવા એ તો હું જાણતો પણ નથી."

દોલતચંદ—"પણ જરા વાર તો જુવો; એકદમ આકળા થઇ ગયામાં કાંઇ માલ છે ? જુવે તો ખરા ! રહીમખાન કારણ શિવાય આટલા બધા મોડા થાય. એમ મને તો લાગતું નથી. અને હું ખાત્રીથી કહું છું કે એ આવશે ત્યારે કાંઇ પણ નવા ખબર લાવ્યા વિના રહેશે નહિ."

રંગીલરામ—"છટ, છટ ! મ્હારા જીવના સમ, એતો અત્યારે ખંભાત, લુંટારા, આપણે અને પોતાને—સર્વને ભુલી જઇ ચાંદએગમની સેવા ચાકરીમાં ગિરફતાર થઇ ગયેલા હશે."

રૂકનુદીન—"ત્યારે તમે આ ફાઝિલ બાબત કાંઇ પણ નવાઇ વિશેષ જાણતા નથી ?"

દોલતચંદ—ગુલબદનની વર્ષગાંઠને દિવસ જેટલું જોયું તથા સાંભળ્યું હતુ તેથી કિંચિત્ પણ વધારે નહિ."

રંગીલરામ—"ચાલો, હવે હું કાંઇક વધારે જાણું છું, અને તે એ છે કે રૂકનુદીન એની અદેખાઇ, કરે છે એટલુંજ નહિ પણ, એનું નામ સાંભળીને પણ બળી જાય છે."

રૂકનુદીન—"હું એની અદેખાઇ કરૂં ? છીઃ ! ગુલબદન ગમે તો દિલ્હીના શહેનશાહની સાથે લગન કરે અથવા ખંભાતના માછીની સાથે તેમાં મ્હારે શું ? ફાઝિલ અને એ, બંને જણ જઇને ઉંડા ધરામાં પડે તોએ તેમાં મ્હારે શું ?"

રંગીલરામ—"હા ! હા ! હા !'

દોલતચંદ—"એ તો જાણે ઠીક ! પણ હું કહું છું કે આટલી વાત તો ઇર્ષ્યાને પણ કબુલ કરવી પડશે કે ફાઝિલ આખા ખંભાતમાં સહુથી ફક્કડ અને સુન્દર યુવાન છે. મ્હને તો એવી એક પણ યૌવના જડતી નથી કે જે ફાઝિલની સાથે પ્રેમ બાંધવાને આતુર ન હોય."

રૂકનુદીન—"અને મ્હને પણ ખાત્રી છે કે સુન્દરીઓમાં ત્હમારા જેટલીજ અક્કલ હોય, અને માંહેના સત્વની દરકાર રાખ્યા શિવાય ફક્ત બહારનાજ ડોળથી લોભાય—'.

દોલતચંદ—"પણ કમનશીબે સ્ત્રીઓ તહમે કહો છો તેમજ હંમેશાં કરે છે; તેઓ સત્વની વાટ જોતા રહેતી નથી."

રંગીલરામ—"જીહ્ના ખ્વાજાખાન આ ફાઝિલની સાથે ઘણોજ પરિચિત થયેલો જણાતો હતો. લોકો કહે છે કે તેને તેના બાપની સાથે ઘણીજ સારી દોસ્તી હતી."

દોલતચંદ—"હા, હા, ત્હેણેજ નવાબની સાથે તેને મેળવ્યો.

રૂકનુદીન—"સાંભળો !—મહેલનું નીચેનું બારણું કોઇએ ઠોક્યું ?"

દોલતચંદ—"એતો રહીમખાન શિવાય બીજું કોઇજ નહિ હોય. ચાલો ત્યારે, હવે આપણને જણાશે કે તેને પણ લુંટારાનું કાંઇ ઠામઠેકાણું જડયું છે કે નહિ."

રંગીલરામ—(ગાદી ઉપર ચમકીને બેઠા થઇને)—"હું સરત મારૂં છું કે એ પગલાં—રહીમખાનનાંજ છે"

બારણાં ઉઘાડવામાં આવ્યાં. રહીમખાન મ્હોટો ઝબ્બો ઓઢીને અંદર દાખલ થયો.

"સલામાલેકુમ, સાહેબો !" તેહેણે કહ્યું અને ઓઢેલો ઝબ્બો દૂર ફેંકી દીધો, અને દોલતચંદ, રૂકનુદીન અને રંગીલરામ ભયભીત થઇ ચમકી ઉઠયા.

"ઇશ્વરને માટે કહો !" તેઓ એકદમ બોલી ઉઠયા, "શું થયું છે? તમે તો લોહીલુહાણ થયેલા જણાઓ છો !"

"છી: ! એ તો કાંઇજ નથી" રહીમખાને કહ્યું આ સરાબ છે ? જલદી કરો મને એક પ્યાલો ભરી આપો; હું તરસથી મરી જાઉં છું."

રંગીલરામ ( એક મ્હોટો પ્યાલો ભરી તેને આપતાં )—"પણ રહીમખાન ! તમને કાંઇ વાગ્યું છે."

રહીમખાન—"તમારે મને એ કહેવાની જરૂર નથી. હું સોગન ઉપર કહું છું કે એ મેં મ્હારી મેળે કર્યું નથી."

રૂકનુદીન—"પહેલો તો અમને તમારો ઘા જોવા દો અને તેને મલમપટા કર્યા પછી તમને શું થયું હતું તે નિરાંતે કહેજો. નોકરોથી આ વાત ગુપ્ત રાખવામાંજ ઠીક છે, એટલે તમારો શસ્ત્રવૈદ્ય કહો કે હકીમ કહો તે સર્વે હુંજ થઇશ."

રહીમખાન—"ગૃહસ્થો ! મ્હને શું થયું હતું એમ પુછોછો ? આ-હા ! જરા ગમ્મત ! જરા મશ્કરી ! ભાઇ રંગીલરામ ! મ્હારો પ્યાલો ફરીથી ભરી આપો."

દોલતચંદ—"મને તો એટલી બધી બીક લાગી છે કે મ્હારો તો જીવ પણ ગભરાય છે."

રહીમખાન—"એમ થતું હશે જો હું રહીમખાનને બદલે દોલતચંદ હોત તો મ્હારો જીવ ગભરાયા વિના રહેત નહિ. ઘામાંથી લોહી પુષ્કળ નીકળે છે એ વાત ખરી, પણ તે બહુ નુકશાનકારક નથી. (પોતાનું અંદરનું–છાતી ઉપરનું વસ્ત્ર ફાડી નાંખે છે અને ઘા ખુલ્લો કરે છે.) જુવો, દોસ્તો ! જુવો; ફક્ત એકાદ આંગળજ ઉંડો છે, વધારે નથી."

દોલતચંદ—(કમકમાટી ખાઇને)—"હે પ્રભુ ! મને તો આ જખમ જોતાંજ ધ્રુજારો થઇ આવે છે."

રૂકનુદીન મલમ તથા પાટા લાવી પોતાના મિત્રનો ઘા બાંધે છે.

રહીમખાન—ખરે એક પ્રાચીન કવિ સત્યજ કહેછે કે, ફિલસુફ ચાહે તો પ્રખ્યાત ફિલસુફ રૂકનુદીનજ કેવી શાન્તિથી મલમપટા બાંધ્યે જાય છે એ તો જુવો ! દોસ્ત ! તમારો આભાર માનું છું; હવે બસ કરો અને હવે, મિત્રો ! મ્હારી આસપાસ વીંટાઇને એક ધ્યાનથી બેશી હું તમને એક નવી નવાઇની વાર્તા કહું તે સ્વસ્થતાથી સાંભળો."

રંગીલરામ—"હા કહો !"

રહીમખાન—"આજ સન્ધ્યાકાળ થઇ ગયા પછી જરા જરા અંધારૂં થવા લાગ્યું એ વખત આ જખ્મો ખોદીને ગમે તેમ કરીને પણ લુંટારાઓનું કાંઇક નિશાન પણ શોધી કહાડવું એવો નિશ્ચય કરીને હું બહાર નીકળ્યો. મ્હેં તેમને કોઇપણ દિવસ જોયેલા ન્હોતા અને તેમનામાં પણ મ્હારૂં નામ જાણીતું નહિ હોય. તેથી તમે વખતે કહેશો કે એમ શોધમાં નીકળવું એ કાંઇ ડહાપણનું કામ નહિ; વળી તેમાં ફતેહ પણ મળવાની સોએ પાંચ ટકા આશા નહોતી; પણ મ્હેં તો નિશ્ચયજ કર્યો હતો કે તમારી ખાત્રી આપવી કે મનુષ્ય જે જે ધારે છે તે તે કરવાને શક્તિવાન છેજ. મને એ બદમાસો વિષે રહેજ ખબર હતી અને એ નિશાનીને પગલે પગલે હું આગળ ચાલ્યો. ન્હેરને કિનારે એક માછી મને અકસ્માત મળી ગયો, જેના ચ્હેરા ઉપરથીજ મને તેની સાથે વાત કરવાનું મન થયું અને મેં તેની સાથે જુદી જુદી બાબતો વિષે વાતો કરવા માંડી. મેં ધીમે ધીમે તેના મનમાં ઠસાવી દીધું કે 'હું, તેના ધારવા પ્રમાણે, તે લુંટારાઓના રહેઠાણથી છેક અજાણ્યો ન્હોતો; અને પછી વચનો તથા પૈસાથી તેને ફોસલાવીને તેની પાસેથી બધી

પાર કઢાવી લીધી. જો કે તે તે ટોળીમાંનો તો નહોતો, તોપણ તે એ બધા લુંટારાઓને ઓળખતો હતો અને તેમણે તેમને કોઇ કોઇ વાર હોડી હંકારવાને પણ રાખેલો હતો. મેં તેની સાથે થોડી વારમાં ઠરાવ નક્કી કર્યો અને તે મને પોતાના હોડકામાં બેસાડીને ખંભાતની ન્હાની મોટી ન્હેરોમાં થઇને એક ભાગ તરફ લઇ ગયો કે જ્યાં 'હું કયાં આવ્યો છું' એ પણ સમજાવું મને મુશ્કેલ થઇ પડયું. આખરે તેણે મ્હારી આંખે એક લુગડું બાંધવું પડશે એમ આગ્રહ કર્યો અને મારે તેમ પણ કરાવવું પડયું; થોડીવાર પછી એ હોડકુ પાણી ઉપર ચાલતું બંધ થયું. અહિં તેણે મને ઉતાર્યો અને એક બે ગલી ગુચીઓમાં થઇને તેણે એક ઘર આગળ આવી બારણું ઠોકયું હજુ પણ મારી આંખોએ તો લુગડુંજ બાંધેલું હતું. આખરે બારણું ઉઘાડવામાં આવ્યું મારે શું કામ હતું તે વિષે ઘણીજ ચોકસાઇથી ફરી ફરીને પુછવામાં આવ્યું અને પછી અંતે કેટલીક આનાકાની થયા પછી મને અંદર દાખલ કરવામાં આવ્યો. હવે મારી આંખેથી લુગડું છોડી લેવામાં આવ્યું અને આસપાસ નજર નાંખતાં, એક ન્હાના સમચોરસ ઓરડામાં ચાર વિચિત્ર પોષાક પહેરેલા અને સારા દેખાવવાળા તો નહિજ એવા પુરૂષો અને એક યુવાન સ્ત્રી, જેણે ( મારા ધારવા પ્રમાણે ) મને અંદર દાખલ કરવાને બારણું ઉઘાડયું હતું. તેઓની વચમાં હું આવી પડયો છું એમ મને જણાયું."

રંગીલરામ—"રહીમખાન ! તમે પણ બહાદુર નર છો."

રહીમખાન—"અહિં જરા પણ વખત ખોવાનો નહોતો મેં તરતજ જમીન ઉપર મોરોની એક થેલી જે મારી પાસે હતી તે ખાલી કરી કામ પુરૂં થયા પછી ઢગલે ઢગલા મ્હોરો આપવાનું વચન આપ્યું, અને અમારે માંહે માંહેનો ભવિષ્યનો સંબંધ જારી રાખવાને માટે અમુક દિવસ તથા વખતની તથા અમુક પ્રકારનાં નિશાનની સમજુત કરી, હાલને માટે તો મેં ફકત એટલીજ માગણી કરી કે, દયાલસિંહ, માણેકચંદ તથા ખ્વાજાખાનને જેમ બને તેમ વેળાસર આ દુનિઆંમાંથી વિદાય કરવા.

સધ્રમા—સાબાશ ? સાબાશ ?

રહીમખાન—" અત્યાર સુધી તો આપણે ધારીએ તે પ્રમાણે સર્વ કામ સંપુર્ણ રીતે ચાલ્યું ગયું હતું; અને આ મારા નવા સોબતીઓમાંનો એક મને પાછો ઘેર પહોંચાડી જવા તૈયાર થતો હતો તેટલામાં એક ધ-

ખુનીજ ચાણધારી અડગણુ આવી પડી."

રૂકનુદીન—હેં ?

દોલતચંદ (અધીરાઇથી)—ઇશ્વરને માટે બધુંયે કહી જાનાંઓને ?

રહીમખાન—"બારણું કોઇ ઠોકતું હોય એમ સંભળાયું; અને પેલી યુવાન સ્ત્રી જે પાસે ઉભી હતી તે તેનુ કારણ પુછવા ગઇ.—એક ક્ષણેક નહિ થઇ એટલામાં તો તે ઠંડાગાર જેવી અને ધોળી ફક જેવી થઇ ગયેલી પાછી આવી અને અમને કહ્યું, " ન્હાસો ન્હાસો ?

રંગીલરામ—"પછી શું થયું !

રહીમખાન—"તેની પાછળીજ નગર રક્ષકો તથા સિપાઇઓ અને અમલદારોનુ એક ટોળું અંદર દાખલ થયું અને એમનો બધાનો ઉપરી કોણ હતું તે જાણો છો ? પેલો અહમદ નગરી અમીક ?

સઘળા—" હેં, ફાઝિલ ? શું ફાઝિલ હતો ? "

રહીમખાન—" હા ફાઝિલખાન. "

રંગીલરામ—" એ સેતાન વળી ત્યાં કયાંથી આવી પહોંચ્યો ? "

રૂકનુદીન—એનું ખાણું ખરાબ થાય—એનું ?—આ ખુદા ? જો હું ત્યાં હોત તો—?

દોલતચંદ—"પણ, રૂકનુદીન ? તમે જુવો છો કે ફાઝીલ પણ આ મર્દ અને બીકણ નથી.

રંગીલરામ—" હશે હવે ? આતો સાંભળવા દો ? "

રહીમખાન—" અમે તો બધા જાણે પુતળાં થઇ ગયા હોઇયેની એમ સ્તબ્ધજ કોઇ એક અક્ષર પણ ઉચ્ચારી શકયું નહિ નવાબ સાહેબના હુકમથી અમે આવ્યા છીએ: ફાઝીલે કહ્યુ અને જીવવાની આશા હોય તો એકદમ સઘળા હથિયાર જમીન ઉપર નાખી દો, અરે સેતાનને તાબે થવુ હોય તો ભલે થાય પણ અમે તો નહીજ થવાના, એમ બોલતે બોલતે એક લુંટારાએ પાસેના સિપાઇની તલવાર ખુંચવી લીધી; દિવાલો ઉપરથી બીજાઓએ બંદુકો ચપોચપ હાથમાં લીધી; કેટલાકે પોતાની કટારો મ્યાનમાથી બહાર કહાડી; અને મેંતો પહેલું કામ એ કર્યું કે દોસ્ત કે દુષ્મન કોઇજ ઓળખાય નહિ એટલા માટે દીવો એકદમ ગુલ કરી નાંખ્યો. મેં મનમાં વિચાર કર્યો કે રહીમ ? દોસ્ત યાદ રાખજે કે જો તું અહિં પકડાયો તો તારે ફકત આ સદગૃહસ્થોની સોબતનેજ લીધે ફાંશીએ ચડવું પડશે, અને મેં મારી તલવાર ખેંચી ફાઝિલ ઉપરજ ઝપ.ટો

લગાવ્યો; પણ મારો ઘા ગમે તેટલો ફક્કડ હતો તો પણ તેણે તે વીજળીની ઝડપથી મારી તરફ ફરી પોતાની સમશેર ઉપર ઝીલી લીધો. હું ગાંડા માણસની માફકજ લડ્યો, પણ મારી સઘળી ચાલાકી તેણે નકામી કરી નાંખી અને થોડી વારમાં હું તેના ઉપર સજજડ ઘા કરવા જતો હતો તેટલામાં તો તેણે મારી છાતી ખુલ્લી કરી નાંખી. મેં તરતજ જાણ્યું કે મને જખમ થયો છે અને હું એકદમ પાછો હઠયો. આ વખત બે બંદુકોના અવાજ સાથેજ થયા અને તેના અજવાળામાં એક બાજુ પરની બારી જે રોકી તેઓ ભુલી ગયા હતા તે મારી નજરે પડી. તેમાં થઇને હું પાસેના ઓરડામાં ચુપચુપ ખશી ગયો, એક જાળીવાળી બારી તોડી નાંખી, જમીન ઉપર કુદી પડયો, એકાદ બે નાની નાની ભીંતો કુદી જઇને બહાર રસ્તા ઉપર આવ્યો, ત્યાંથી નહેરને કાંઠે જઇ ચડયો, અને ત્યાં સારા ભાગ્યે હોડકુ લઇને એક માછી કોઇની વાટ જોતો ઉભો હતો તેને જેમ બને તેમ ઉતાવળથી રાજમહેલ આગળ મને મુકી જવાને સામ, દામ, અને ભેદથી સમજાવ્યો, જ્યાંથી અહિં આવ્યો અને હું જીવતો રહ્યો તેને માટે હજી અચંબો પામું છું આ મારા સેતાની સાહસનો સાર છે ! "

રૂકનુદીન—"ખરેખર ! હું તો ગાંડો થઇ જઇશ."

રંગીલરામ—"અરે ! પણ આપણે જે ધારીએ છીએ તે ઉલટું થાય છે; આપણે જેમ જેમ વધારે પ્રયાસો કરીએ છીએ, તેમ તેમ આપણી કાર્ય પુરતી વધારે દુરજ જતી જાય છે. આપણું એક પણ કામ સફળ થતું નથી ! "

દોલતચંદ—"એથી મને તો એમ લાગે છે કે જાણે પરમેશ્વરજ આપણને આવા કામમાં ન પડવાની સલાહ આપતો હોયની. તમે શુ ધારો છો ? "

રહીમખાન—" છટ, છટ ! એવા નમાલા વહેમને તમારા ઉપર જરા પણ અસર ના કરવા દેતા, આવા પરાજયો તો આપણી બુદ્ધિ વધારે ચપળ કરે છે. મને તો જેમ જેમ વધારે હરકતો નડતી જાય તેમ તેમ વધારે વધારે તેજ કામ પુર્ણ કરવાની પાર ઉતારવાની હિંમત વધતી જાય છે. ખરેખરી ફતેહનો સ્વાદ ઘણીવાર હાર્યા પછીજ જણાય છે ! "

રંગીલરામ—"એ લુંટાર તમે કોણ છો, એ જાણે છે ?

રહીમખાન—" ખંધી ખુબીજ ત્યાં છે તો ! હું કોણ છું એ તેઓ

જાણતા નથી એટલુંજ નહિ, પરંતુ મને તો તેઓ ફક્ત નવાબ અને તેના મંડળના જુલમથી ગુસ્સે થયેલા કોઇ મોટા ઉમરાવના માણસ શિવાય બીજો કોઇ ધારતા નથી."

દોલતચંદ—"ત્યારે તો, રહીમખાન ! તમારે ખરેખરો ઇશ્વરનો પાડ માનવાનો છે કે આટલેથી તમે ઉગરી ગયા."

રંગીલરામ—"પણ ખંભાતમાં તદન અજાણ્યો હોવા છતાં ફાઝીલ આ લુંટારાઓનું રહેઠાણ કેવી રીતે ખોળી કહાડી શક્યો એ મારાથી તો સમજાઇ શકાતું નથી."

રહીમખાન—"એ મને ખબર નથી. કદાચ એ પણ મારી પેઠેજ ખોળી શક્યો હશે, પણ પરવર દિગારના સમ ખાઇને કહું છું કે આ જખમને માટે તો એને હું મારો હાથ બતાવી આપ્યા વિના રહેવાનો નથી.

રંગીલરામ—"ફાઝિલ જાણીતો થવામાં બહુજ ઉતાવળ કરતો હોય એમ લાગે છે."

રૂકનુદીન—"ફાઝિલ પણ આપણા રસ્તામાંથી દુર થવોજ જોઇએ."

રહીમખાન—( દ્રાક્ષરસનો પ્યાલો ભરીને )—"એ સેતાનનું સદાય ખરાબજ થજો." ( પી જાય છે, )

રંગીલરામ—"હવે એની સાથે હું પણ ઓળખાણ કરવાનો પ્રયત્ન કરીશ."

રહીમખાન—"દોલતચંદ ! હવે આપણે ખિસ્સા તર જોઇએ, નહિતો આપણું બધું કામ પડી ભાંગવાનુંજ, એ ખાત્રી રાખજો, તમારો કાકો બીજી દુનિયા તરફ ક્યારે મુસાફરી શરૂ કરે છે ?"

દોલતચંદ—"આવતી કાલ સાંજે, પણ પણ ઓ પ્રભુ ! મને તો ખરેખર કંપારોજ છુટે છે."

---

## પ્રકરણ ૩ જું.

### વધારે ગડબડ

ગુલબદનની જન્મતિથિના દિવસ પછી, પોતાને કાંઇક પણ ખુબસુરત માનતી હોય અથવા પોતાની સુન્દરતાનું ગુમાન રાખતી હોય, એવી એક યૌવન ખંભાતમાં નહોતી કે જેને રાત દહાડો વાતચીત અથવા વિચારમાં મનોહર ફાઝિલખાન શિવાય બીજા કોઇ પણ વિષય ઉપર ઉતરવાનું મન

થતું હોય. ત્હેની બાબત ગપ્પો હાંકવામાં દરેક યુવતી રોકાઇ અને જેમને પોતામાં સૌંદર્યની ખામી રૂખાઇ આશા ભંગ થતું પડતું તે પણ વિચારમાં તેના સ્મરણ શિવાય બીજું કાંઈજ કરતાં નહોતાં. ઘણી બાલિકાઓ હવે ઉંઘ વિનાની રાત્રિ ગાળતી; ઘણી ઘણી અનુભવી વિલાસિઓ મોટા વિશાળ આદર્શોમાં પોતાની મુખાકૃતિ જોઇ હવે નિશ્વાસ નાંખતી; ઘણીએ અતિ ડાહી સુન્દરીઓ પોતાના સદવર્તન અર્થે ઠરાવેલા નીતિ નિયમો ભૂલી જઇ જે જે બાગ તથા વાડીઓ અને મોટા રસ્તાઓમાં ફાઝીલખાન ફરે છે એમ લોક કથાથી સાંભળવામાં આવતું ત્યાં તેને મળવાની આશાથી ઠાઠ માઠ અને ભભકો કરી ફરતી જણાતી.

પણ જ્યારથી પોતાના જીવના જોખમે સિપાઇનું ઉપરીપણું લઇ લુંટારાઓના ગુપ્ત રહેઠાણમાં પેશી તેમને ફાઝિલખાને બહાદુરીથી પકડાયા, ત્યારથી તે સ્ત્રીઓ કરતાં પુરૂષોમાં પણ કાંઇ ઓછી પ્રસંસાનું પાત્ર થઇ પડયો ન્હોતો આવા ભયંકર–જીવના જોખમવાળા સહસમાં તે જે શાન્તિ અને હિંમતથી ઉતર્યો તેમાં તેઓ બહુજ વખાણ કરવા લાગ્યા; પણ તેથી તેની વધારે સ્તુતિ કરવાનું કારણ તો, ખંભાતના ઉતમોતમ બુદ્ધિવાળા અને આખા હિન્દુસ્થાનમાં પંકાયલા નગરરક્ષકોની પણ તપાસને ઉંઘાવનાર આ લુંટારાઓનું છુપું સ્થાનક તેણે એકદમ શોધી કાઢયું એ હતું.

નવાબ બહાદુરશાહે આ વિચિત્ર યુવાનનો પરિચય દિન પ્રતિદીન વધારવા માંડયો; અને તેની સાથે જેજે જેમ તે વધારે વાતો કરતો તેમ તેમ તે વધારે માનનીય લાગતો ગયો. ખંભાતના રાજ્યને આવી અદ્વિતીય મદદ કરવાને માટે ફાઝિલખાનને એવું એક ઇનામ આપવામાં આવ્યું કે જે દિલ્હીનો શહેનશાહ પણ આપવું અયોગ્ય ધારત નહી; અને રાજ્યમાં એક મોટા દરજ્જાની નોકરી ઉપર ત્હેની નીમણુંક કરવામાં આવી.

આ બને ઉપહાર માગ્યા શિવાયજ આપવામાં આવ્યા હતા. પરન્તુ જ્યારે નવાબસાહેબની આ મહેરબાની વિષે ખબર કરવામાં આવી ત્યારે તે અહમદનગરી અમીરે તરતજ નમૃતાથી અને ઉપકારની સાથે તે કૃપા સ્વીકારવાની ના કહી તેણે ફકત એકજ વાતની રજા ખાસ મહેરબાની તરીકે માગી લીધી અને તે એ હતી કે એક વર્ષ સુધી ખંભાતમાં પોતાને સ્વતંત્ર પણે છુટો રહેવા દેવો, અને વર્ષ વીતી ગયા પછી પોતાનાથી સારી રીતે થઇ શકે એવા કામનું નામ દેવાનું તેણે કબુલ કર્યું.

ફાઝિલખાન પોતાના વૃદ્ધ પિતા તુલ્ય મુરબ્બી ખ્વાજાખાનના મહેલ-

માં રહેતો હતો, અહિં તે ઘણોજ શાન્તિમાં રહેતો, પ્રાચીન અને અર્વાચીભાષા સાહિત્યના ઉત્તમોત્તમ ગ્રન્થો વાંચતાં અને નવાબની ખાસ મ્હોટી કોઇ કોઇ તહેવારને દિવસે ભરાતી રાજ્યસભાના વખત શિવાય બીજા કોઇ પણ પ્રસગે ભાગ્યેજ બહાર નીકળતો; અને દિનસનો ઘણો ખરો ભાગ પોતાના ઓરડામાં વિચારનિમગ્ન બેશી રહી ગાળતો.

પણ નવાબ બહાદુરશાહ દિવાન માણેકચંદ અને સરદાર દયાલસિંહ તથા અમીર-ઉલ-ઉમરા ખવાઝાખાન, જેમણે ખંભાતના રાજ્યની કીર્તિ અનેક વરસો સુધી એવીને એવી ઝગારા માર્યા કરે એવી રીતે સ્થાપિત કરી હતી; જેમના સહવાસમાં આવ્યાથી સાધારણ મનુષ્યો પણ અસાધારણ શકિત વાળાં થઇ શકે એમ હતું, જેમની સાથે વાતચીત કરવાનો લાભ પણ સર્વદા અત્યંત લાભદાયી ગણાતો, તે વીનરોએ આ અહમદનગરી યુવકની સાથે પરિચય વધારવા માંડયો અને ત્હેનામાં દૃષ્ટિગોચર થતી પ્રસાદિત શકિતને કેળવીને ફાઝિલ આગળ જતાં એક મહા પુરૂષ થઇ શકે એવા પ્રયત્નો શરૂ કરવા માંડયા. આ પ્રમાણે ત્હેની સાથે વિશેશ સહવાસમાં આવતા આ બુદ્ધિવાન પુરૂષોની તીક્ષ્ણ પરીક્ષા ઉપરથી એટલું તો થોડા વખતમાં જણાયા વિના રહ્યું જ નહિ કે ફાઝિલખાનનો બાહ્ય આનન્દ કૃત્રિમ હતો અને ત્હેના અંતરમાં કોઇક મ્હોટી ચિન્તા રહ્યા કરતી હતી.

ખ્વાઝાખાન, જે તેના ઉપર પિતાતુલ્ય પ્રેમ રાખતો હતો તેણે આવી મહોટી ચિન્તાનું કારણ જાણવાને જે જે પ્રયત્નો કર્યાં તે સર્વ વૃથા ગયા; અને વૃદ્ધ નવાબ જે તેની પ્રતિ અત્યંત ભાવ રાખતો હતો તેનો આવો ભયંકર મનોવ્યથા જાણવાનો સરવ પ્રયાસ પણ નકામો ગયો. ફાઝિલખાનની બાહ્ય શાન્તિ અને મૌન કોઇ પણ વસ્તુ છોડવી શકે તેમ નહોતું.

અને ગુલબદન ? ફાઝિલખાન જ્યારે ચિન્તાશીલ હતો ત્યારે ગુલબદન સહજે દેખાઇ હોત તો પોતાનો જાત સ્વભાવ તેણે ખોટો પાડયો એમ ઠરત. તેનો આનન્દ ઉડી ગયો હતો, અને તેની આંખોમાં વારંવાર જળ જળમય થઇ ગયેલી જણાતી. તે નિત્ય નબળીને નબળી પડતી ગઇ, અને આખર એટલી બધી અશકિતવાન થઇ ગઇ કે નવાબ જે તેનું મોં જોયા વિના પાણીએ પીતો નહોતો તેની તન્દુરસ્તી માટે ઘણોજ બહીવા લાગ્યો. આખરે ગુલબદન ખરેખર ઘણીજ માંદી પડી; અશકિત અને જીર્ણજ્વર જે લાંબા વખતથી પોતાનું સ્વરૂપ પ્રકાશી રહ્યાં હતાં, ત્હેઓનું

સામર્થ્ય વધ્યું; એટલી તો નરમ થઇ કે હવે તે પોતાના ઓરડામાંથી બહાર પણ આવી શકતી નહોતી; અને તેમાં વધારે ખુબી ભરેલું એ હતું કે તેનો વ્યાધી શું હતો તે ખંભાતના ઉતમોતમ વૈદો તથા હકીમો પણ સમજી શકતા નહોતા.

આવી વિચિત્ર વ્યથાઓ દુર કરવાને નવાબ ત્હેના સહચરો પોતાનો બનતો પ્રયત્ન કરતા હતા, એટલામાં એક એવો બનાવ બની આવ્યો, કે જેથી તેમની આ ચિન્તાઓ હજાર ઘણી—લાખ ઘણી વધી ગઇ. ખંભાતમાં નીચે વર્ણવાયલા બનાવ જેવું કાંઇ પણ કોઇ દિવસ બન્યું નહોતું અને એવા સાહસિક તથા બેદરકારી ભરેલા પ્રયત્ન વિષે પણ કોઇએ પહેલાં કદી સાંભળ્યું નહોતું.

ફાઝિલખાને પકડેલા ચોરે લુંટારા રણમલ્લ, સાલેદિન, શેરખાં, અને નહારસિંહને ખંભાતની મ્હોટી તુરંગમાં ઘણાજ જાપતા સાથે કેદ રાખવામાં આવ્યા હતા, જ્યાં તેના ઉપર નિત્ય તપાસ ચલાવવામાં આવતી હતી અને દરરોજ સ્હાંજે સુર્યાસ્ત જોયા પછી પાછો બીજા દિવસનો સુર્યોદય જોવા જીવતા રહેશેજ નહિ, એમ તેઓ ધારતા. બહાદુરશાહ, તેનું મંત્રિમંડળ અને રાજ્યના અમલદારો શાન્તિમાં જરા આરામ લેતા હતા અને ધારતા હતા કે હવે ખંભાતની સામાજીક જીંદગીને કોઇ પણ પ્રકારની ધાસ્તી જેવું રહયું નથી તથા પૈસાની લાલચે ખુનામરકી ચલાવે એવાં સેતાનો શહેરમાંથી દુર થાય છે; એવામાં નીચેની મતલબનો કાગળ ખંભાતની સઘળી મ્હોટી જગોએ અને નવાબને મહેલના મહોટા દરવાજા ઉપર ચોંડાયલો જોવામા આવ્યો:—

ખંભાતીઓ. !

"નહારસિંહ, શેરખાં, સાલેહાન, રણમલ, અને મહમદ—પાંચે દુનિયામાંના મહાવીરોની ગણનામાં ગણવા લાયક, અને જેમને લશ્કરોનું ઉપરીપણું આપવામાં આવ્યું હોત તો આખું હિંદુસ્થાન વશ કરત અને મહા પુરૂષો કહેવાત—તે હાલ 'લુટારા તરીકે' ગણાઇ રાજ્યની ઉંધી નીતિના ભોગ થઇ પડ્યા છે. એ વાત તો ખરીજ છે કે આ માણસો તમને હવે મદદ કરી શકે તેમ નથી; પરંતુ આ પત્રની નીચે સહી કરનાર તેમની જગો પુરી પાડવાની હામ ધરે છે, અને તે પોતાના મુરબ્બીઓ—માહકો—પોતાની સાથે કામ કરનારાઓની તરફથી ગમે તેમ થશે તોપણ માથે લીધેલું કામ પુરૂં કર્યા શિવાય રહેવાનો નથી. હું ખંભાતી

નગર રક્ષકોની તપાસ તુચ્છ ગણું છું. હું—પેલો લુચ્ચો અહમદનગરી જેણે પોતાના બિરાદરોને મૃત્યુસ્વાધીન કર્યા છે તેનો—તિરસ્કાર કરૂં છું. જેમને મ્હારૂં કામ હોય તેમણે મને બેધાશક ખોળવો હું દરેક જગોએ મળી આવીશ મને કાયદાને સ્વાધીન કરવાને ઇરાદે જેઓ શોધતા હોય તેઓએ ધ્રુજવું અને નિરાશ થવું; કારણ તેઓ તો મને ખોળી કહાડી શકવાના જ નથી; પરન્તુ તેઓ મને મળવાની જ્યારે થોડામાં થોડી આશા રાખતા હશે ત્યારે હું એમને મળ્યા સિવાય રહેવાનો નથી, એટલી તો તેમણે ખાત્રી જ રાખવી!—ખંભાતીઓ! હું શું કહેવા માગું છું તે, તમે સમજો છો? મને શોધવાની આશા રાખનાર માણસનું તો આવીજ બન્યું સમજવું; તેની જીંદગી અથવા મોત મહારી મરજી ઉપર જ રહેશે. આ લખનાર તમારો સર્વેનો સેવક હવેથી હમેશાં તમારી સેવામાંજ છે,—ખુની અબદુલ."

આ કાગળ વાંચતાં જ ગુસ્સે થયેલો નવાબ બોલી ઉઠ્યો " સો મહોરો! આ દુષ્ટ રાક્ષસ અબદુલને શોધી કહાડે તેને સો મહોરોનું ઇનામ અને જીવતો અથવા મુએલો અમારે સ્વાધીન કરશે તેને હજાર મહોરોનું ઇનામ!".

ખંભાતનું દરેક છુપું સ્થાન દરેક દરેક ખાતગીદાર શોધી વળ્યો, તે નકામું ગયું; અબદુલ ક્યાં હતો અને ક્યાં રહેતો એનો જરાપણ પત્તો લાગ્યો નહિ. ખંભાતનો દરેક દરેક ઉડાઉ, કંજુસ, અને ભિખારી આ હજાર મહોરોના ઇનામથી લલચાઇ શહેરનો ખુણે ખુણો ખોળી વળ્યા પણ તે વ્યર્થ હતું અબદુલની હુંશિયારી આગળ તેમના બધા પ્રયત્નો નકામા ગયા.

પરન્તુ ઉપર પ્રમાણે હોવા છતાં દરેક માણસ ખાત્રીથી કહી શકતો કે તેણે અબદુલને કોઇ કોઇ વખતે ઘરડા ભિખારી, ગાંડી સ્ત્રી અથવા બાવા ફકીરના વેશમાં જોયેલો હતો. દરેક મનુષ્યે તેને કોઇક પણ જગોએ જોયેલો હતો; પણ દુર્ભાગ્યે, કોઇક પણ માણસ કદિ પણ એમ કહી શકતો નહી કે હવે પાછો એ ક્યાં જોવામાં આવશે.

---

## પ્રકરણ ૪ થું.

### ગુલસમ.

ગયા પ્રકરણની શરૂઆતમાંજ વાચકોને મ્હેં સુચન કરેલું છે કે ફૉજિલખાન ચીન્તાશીલ, અને ગુલબાન બાબિ ચકરી થોડી હતી, પરન્તુ

આમ આકસ્મિક ફેરફાર થવાનું કારણુ તેમને જણાવવું રહી ગયેલું છે.

ફુઝિલખન ખંભાતમાં આવ્યો ત્યારે ઘણોજ આનંદી હતો અને તે હમેશાં જ્યાં જતો ત્યાં આનંદ સરિતાનું પુર રેલાવતો; પરંતુ એવામાં એક દિવસ તેને કાંઇક થયું તે ઉપરથી તેનામાં આવો તદ્દન વિરૂદ્ધ ભાવ વાળો ફેર દ્રષ્ટિગોચર થવા માંડયો અને વળી એવું પણ બન્યું કે તેજ દિવસથી ગુલબદનના વ્યાધિએ પણ પોતાનું પ્રથમ રૂપ પ્રકાશ્યું.

કારણ કે આ કમનશીબ દિવસે કિસ્મતની વિચિત્રતા અથવા કામદેવની રમતિયાળતા ( કારણ કોઇ કોઇ વખત કામ પણ વિચિત્ર રમતોજ રમે છે ) એ ગુલબદનને, તેના કાકાનો ખાનગી બાગ જેમાં નવાબના અત્યંત પ્રીતિ પાત્ર મિત્રો અથવા કોઇ ખાસ મોટા અમીરી પરોણાનેજ ફક્ત જવાની રજા હતી અને જેમાં કોઇ કોઇ વખત નવાબ પંડે દિવસના સખ્ત તાપથી વિશ્રાન્ત થવા શાન્તિ અને આરામમાં બેસતો. ત્હેમાં જવા પ્રેરણા કરી.

ગુલબદન, વિચાર નિમગ્ન થઇ, બાગની વિશાળ પરંતુ છાંયડાવાળી પગથીઆમાં આમ તેમ ફરતી હતી: વખતે મનોવ્યથાથી પીડિત થઇને કંટાળામાં પાસેનાં વૃક્ષોની કુંપળો કુપળો તથા લીલાં લીલાં પર્ણોની મંજરીઓ તોડીને જમીન ઉપર નાંખી દેતી હતી; વખતે એકજ સ્થળે ઉભી રહી, વખતે ઉતાવળે પગલે ચાલી, વખતે તરૂઘટા પાસે જરા આરામ લેતી હોયની એમ ઉભી રહી તથા વખતે જમીનપર ચળકતી ઝીણી રેતી ઉપર બેશી નિર્મલ, નીલરંગી આકાશ તરફ વિચાર શુન્ય દ્રષ્ટિથી જોયા કરતી. કવચિત કવચિત્ ત્હેનું હૃદય મંદતારિત ઉછાળા મારતું જણાતું; અને કોઇ કોઇ વખત ત્હેના પરવાળાં જેવા સુન્દર ઓષ્ઠમાંથી એકાદ ઝીણો નિઃશ્વાસ નીકળી કોઇ અગમ્ય પ્રદેશ તરફ ચાલ્યો જતો.

"તે ઘણોજ મનહર છે!" તે બબડી અને શુન્ય આકાશ તરફ એવી તે લક્ષપૂર્વક જોઇ રહી કે જાણે બીજાઓની દ્રષ્ટિ ન પડે એવું કાંઇ વિચિત્ર તે જોઇ શકતી હોયની !

"તોપણ બદુરા ખરૂં કહે છે," ત્હેણે થોડીવાર સુધી મૌન રાખ્યા પછી ત્હેણે વિચાર કરતેકરતે પોતાના અંતઃકરણમાં ઉત્પન્ન થયેલા પ્રશ્નનો મોઢેથી ઉત્તર આપ્યો; અને બદુરા ઉપર જાણે ગુસ્સે થતી અથવા થઇ હોયની, એમ ત્હેની મુખાકૃતિ ઉપર દ્રશ્યમાન્ થતું હતું.

બદુરા ગુલબદનની શિક્ષાગુરૂ, સહચરી, સલાહકાર. અને લગભગ ત્હેની જનનિ હતી એમ કહીએ તોપણ ચાલે. ત્હેનાં માતપિતા ત્હેને શિશુત્વમાં મૂકી સ્વર્ગસ્થ થયાં હતાં. ગુલબદન પોતાની જનનિનું નામ ઉચ્ચારી શકે એટલામાં તો ત્હેને મૂકીને ત્હેની માતાને જવું પડ્યું હતું; અને ત્હેનો પિતા દિવનો સરદાર ઇસ્લામશાહ, આશરે આઠેક વર્ષ ઉપર ખરેખરા યાવનમાંજ, ચાંચિયા લોકોની સહામે પોતાનું વહાણ લઇ જતાં એક ગોળી વાગવાથી મૃત્યુ શરણ થયો હતો. બદુરા—સ્ત્રી જાતિના ભૂષણરૂપ બદુરાએ ગુલબદનની માતાની ખોટ પુરી પાડી હતી. ત્હેને કેવળ શિશુત્વમાંથી સંભાળી ઉછેરીને મ્હોટી કરી હતી, અને હવે તે ત્હેની વિશ્વાસ ભૂમિ તથા પ્રીતિમાત્ર અને ઉત્તમ મિત્ર તથા સત્ય સલાહકાર તરીકે જ ગણાતી હતી.

ગુલબદન અહિં વિચારનિમગ્ન થઇ બેઠેલી હતી એવામાં બદુરા ત્હેને ખોળતી ખોળતી ત્યાં આવી પ્હોચી. ગુલબદન એકદમ ખખડાટ સાંભળી ચમકી ઉઠી.

ગુલબદન—"હેં! વ્હાલી બદુરા તું છે કે? તું અહિં શી રીતે આવી?

બદુરા—"બ્હેન! તું મને ઘણી વાર ત્હારા સંરક્ષક દેવદુતની ઉપમા આપે છે, તે ત્હને સાંભરે છે? કહે, પોતાની સંભાળ નીચેનાં મનુષ્યોથી જરાએ દેવદુતોએ દૂર ખસવું જોઇએ!"

ગુલબદન—"બદુરા! ત્હેં જે જે કહ્યું તે બાબતજ હું પણ વિચાર કરતી હતી. ત્હેં મને કહ્યું તે સર્વે ખરેખરૂં ડહાપણ ભરેલું છે—સત્ય છે. એ વિશે તો મારાથી ના નહિ કહી શકાય: તો પણ—"

બદુરા (મ્હોં મલકાવીને)—"તોપણ! તારૂં ડહાપણ—જ્ઞાન—બુદ્ધિ મારા વિચારને મળતાં આવે છે, પરન્તુ તારૂં હૃદય તે પસંદ કરતું નથી, એમજ કહેતી હતી ને."

ગુલબદન—"હા ખરેખર એમજ છે."

બદુરા—"જો બેન! હું ત્હેમાં તારો જરાક પણ વાંક કહાડતી નથી. અરે, હું પણ કબુલ કરૂંછું કે હું તારા જેવડી હોઉં અને ફાઝિલખાન જેવો વિદ્વાન, હુંશિયાર, તથા ફક્કડ અમીર મારી પાસે પ્રેમની યાચના કરતો હોયનો હું—હું પણ વખતે મોહ પાસમાં ફસ્યા વિના રહું નહિ. એટલુંતો કોઇ પણ મનુષ્ય કબુલ કરશે કે આ યુવાન પરદેશી ઘણોજ

ખુબસુરત છે. અને નિ:સંશય બાલિકાઓ તરૂણ સુન્દરીઓનાં હૃદયોમાં કારી જખમ કર્યા વિના રહે નહિ એવું રહેનું સૌંદર્ય છે; તેનો દેખાવ મનોહર છે તેની રીતભાત સાદી અને સુઘડ હોવા છતાં, તે એક દમ યૌવનાઓના મન ઉપર અસર કરે તેવી છે. અને ખંભાતમાં રહેને આવ્યે ઘણોજ થોડો વખત થયો છતાં તેના સ્વભાવ બુદ્ધિ અને વર્તન વિશે જે કાંઈ આપણા જાણવામાં આવ્યું છે તે સર્વે તેનામાં અમીરી પોષાક અને અમીરી દેખાવ સાથે કુદરતનુંજ અર્પાયલું અમીરી હૃદય પણ છે, એમ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. પરંતુ એને આ પ્રમાણે હોવા છતાં પણ શું થયું ?—તે ફકત એક ગરીબ પરદેશી છે. જે ફકત પોતાની હુશિયારીથીજ પૈસો કમાવાની આશા રાખે છે; આવો ખંભાતનો નવાબ હિન્દુસ્થાનના રાજ્ય કર્તાઓમાં હાલ જે પ્રથમ વર્ગમાં બેશી શકે છે તે શ્રીમાન્ અને સત્તાવન્ સરદાર પોતાની એકની એક બત્રીશી-તનયા કહીએ તોપણ ચાલે એવી દિલની બેગમ ગુલબદન જે માણસ પોતાના શહેરમાં થોડાજ વખત ઉપર એકાદ ગરીબ ભિખારી કરતાં સહેજજ સારી સ્થિતિમાં આવ્યો હતો, તેના સાથે લગ્ન કરવા દેશે, એમ તને લાગેછે ?"

ગુલબદન—વ્હાલી બહુરા ? તું વળી લગ્નની વાતો અહિં કયાંથી લાવી ? ફાઝિલને માટે મ્હારા મનમાં જે લાગણીછે તે ફકત મિત્રાઇનીજછે."

બહુરા—"એમકે ? બોલ ત્યારે, આપણી ખંભાતની અતીરજાદીઓમાંથી કોઇ શ્રીમાન્ અને ખુબસુરત બાનુની સાથે ફાઝિલખાન નિકા પડે, તો ખરેખર રાજીજ, ખરૂં કેની ?'

ગુલબદન (ઉતાવળથી—ગભરાઇને—હેં ! ફાઝિલ કોઇની સાથે લગ્ન કરેજ નહિ; એ બાબતની તો મ્હને ખાત્રી છે."

બહુરા—"બ્હેન ! મ્હારી બાપુડી ! તું ભુલ કરે છે; એ યાદ રાખજે કે બાલિકા કોઇ પણ યુવકના ઉપર સ્નેહ ભાવ રાખે છે, તે કદાચ પોતે નહિ જાણતી હોયતો પણ—ચિરકાળના સ્નેહના જીવન તરીકે અનન્ત ઐક્યની ઇચ્છા રાખેજ છે પ્રેમની ઉચ્ચતમ સ્થિતિ લગ્ન-સ્નેહમાંજ છે, અને બીજી કોઇ પણ પ્રકારનો પ્રેમ આટલો દિવ્ય, ઉચ્ચ કે શુદ્ધ રહી શકતો નથી. સ્ત્રી પુરૂષનાં હૃદયની એકતા ઇશ્વરે ઉત્પન્ન કરેલા પતિ પત્નીના જીવનદ્વન્દમાંજ પોતાની અતિનિર્મલ-અતિસ્વર્ગિન સ્થિતિ પામે છે, અને પ્રેમના અન્ય અનેક પ્રકાર આ દિવ્ય જીવનને શિખરે પ્હોચવામાં પગથિયાં રૂપજછે. સર્વોત્તમ પ્રેમનો સંપૂર્ણ વિકાસ લગ્ન સ્નેહમાંજ થઇ શકેછે. માટે

તું જેને હાલ નિર્દોષ પ્રેમમય મિત્રતા માને છે તે સંભવિત હોવા છતાં લગ્ન સ્નેહજ છે અને તે મ્હેં કહ્યો એવો સ્નેહજ છે અને તારા ઉદ્દગાર ઉપરથી જણાઇ આવે તે. પણ. બ્હેન ! ત્હારા કાકા, જે ઘણાજ પ્રેમાળ અને ભલા હોવા છતાં રાજનીતિ અને યોગ્યાયોગ્ય દરજ્જા સંબંધી ઘણુંજ લક્ષ આપે છે, તેમને ઘણાજ નાખુશ કર્યા શિવાય તારી આ ઇચ્છા ફલીભૂત થઇ શકે તેમ નથી."

ગુલબદન—"બદુરા ! હું તે બધુંય જાણુંછું, પણ ફાઝિલખાન તરફ મ્હારા હૃદયનું વલણ થાય છે તે સ્નેહ નથી, અને હું તેની સાથે મ્હારૂં લગ્ન થાય એમ પણ ઇચ્છતી નથી તથા આવા પ્રકારના ભાવમાં સ્નેહનું કાંઇ કામ પણ નથી એ હું તને કદિ પણ સમજાવી નહિ શકું ! હું ફરીથી કહુંછું કે તેને વિશે મારા મનમાં છે તે લગ્ન સ્નેહ નહિ પરન્તુ મિત્રતા—ખરેખરી અને ખાસ અંતઃકરણની મિત્રતા છે; બીજું કાંઇ જ નથી. અને ફાઝિલ એ મિત્રતાને યોગ્ય છું બોલી! અરે, ફાઝિલ એને યોગ્ય નથી ?"

બદુરા—"હા. હા. મિત્રતા અને પ્રેમ, ગુલબદના બ્હેન! આ બંને વસ્તુનો નિર્દોષ—નિર્મળ બાળકીઓનાં હૃદયને કેદ કરવાને અરસપરસ નામ બદલી, કેવી કેવી યુક્તિઓ વાપરે છે, તે તું શું જાણે! તને ખબરછે કે જે હૃદયના દ્વાર પ્રેમની સામે હમેશાંજ બંધ રહ્યાં હોત, તે હૃદયમાં હા મિત્રતાના પોષાકમાં ઘુસી જાય છે, અને ફતેહ મેળવે છે ? ટુંકામાં, મારી બાપુડી! તું જરા વિચાર કર તારા કાકાએ તારા માટે કેટલું બધું કર્યુંછે તું ત્હેમના કેટલા મોટા ઉપકાર નીચે છે;-અને તારા જીવનનું આ તરફનું વલણ તેમને કેટલી બધી દિલગીરી અને ચિન્તામાં નાખશે; —એ બધા વિષે તું સંપૂર્ણ રીતે વિચાર કર અત્યારે જે ફકત મનોવૃત્તિનું જ વલણ છે તે વખતે આગળ જતાં એવું મોટું બંધન થઇ પડે કે જેમાંથી મુક્ત થવું તું ગમે તેટલા પ્રયત્નો કરે તોપણ કેવળ દુસાધ્ય જ થઇ પડે માટે અત્યારે તારી મનોવૃત્તિઓના વલણને સ્વચ્છ ભમવા ન દેતાં તેના ઉપર દાબ રાખતાં શીખ કે જેથી આગળ ઉપર તારે જરા પણ પસ્તાવું ન પડે."

ગુલબદન—"તું કહેછે તે ખરૂં, બદુરા—હું પણ ધારૂં છું કે ફાઝિલ તરફનું મારા હૃદયનું વલણ કેવળ આકસ્મિક—મનોવૃત્તિઓનુંજ છે, જે હું સત્વર ફેરવી શકીશ, ના, ના; ખરેખર હું ફાઝિલને ચાહતી તો નથીજ

એની તો તું ખાત્રી રાખજે. હવે તો વળી-ત્હેં મને બતાવ્યું તેમ હું મારા અતિ પ્રિય, ભલા કાકા સાહેબને આ ફાઝિલનેજ લીધે ફિકર તથા દિલગીરતું• કારણ થઇ પડું એમ છે તો મારા મનમાં તો તેના તરફ કાંઇક વિરોધ-ભાવ ઉત્પન થશે, એમ પણ મને લાગેછે"

બદુરા (મ્હોંમલકાવીને)."તારી ફરજ અને ઉપકારની લાગણીઓ એટલી બધી મજબુતછે?"

ગુલબદન-"અરે, હા. બદુરા! તે કાંઇ આજનીછે? તને હવેજ જણાવશે કે તે છે કે નહિ. આ અપ્રિય ફાઝિલ=મને આટલો બધો કંટાળો કેમ આપતો હશે? એ ખંભાતમાંજ ન આવ્યો હોત તો સારૂં થાત! હું ખરેખર ખાત્રીથી કહું છું કે એને હું જરા પણ ચ્હાતી નથી."

બદુરા—"હું ફાઝિલખાનને ચ્હાતી નથી!"

ગુલબદન ( પોતાની નજર જમીન ઉપર નાંખીને)-ના, ના. જરા પણ નહિ. એથી તારે એમ માનવાનું નથી કે હું એનું બુરૂ ઇચ્છું પરન્તુ કદાચ હું એને ચ્હાતી ન હોઉં તોપણ; મ્હારે એને ધિક્કારવો શા માટે જોઇએ? ગરીબ ફાઝિલ!"

બદુરા—" ઠીક, હવે આ વાત આપણે પાછા મળીશું ત્યારે ફરીથી કરી જોઇશું. મારે કંઇ કામ છે અને ગાડી બ્હાર વાટ જુવે છે. વ્હાલી બેન ! હું જાઉં છું; પરન્તુ આ ડહાપણ ભરેલો નિશ્ચય તેં જેટલી ઝડપથી કર્યો છે, તેટલીજ ત્વરાથી મુકી દેતી નહિં. જો જે, હોં ! "

બદુરા ગઇ, અને ગુલબદન પાછી અનિશ્ચિત તથા ચિન્તાગ્રસ્ત વ્હેરે વિચારમાં પડી. તેણે આકાશમાં હવાઇ કિલ્લાઓ બાંધેલા હતા—ગાંધર્વ નગરો વસાવ્યાં હતાં, તે સર્વ ક્ષણમાં વિલુપ્ત થઇ ગયાં; તેના આશા તરંગો-તેના ઉજ્વળ જીવનરંગો કોઇક વિચિત્ર પ્રકારના કિસ્મતની સ્વામતામાં અદૃશ્ય થઇ ગયા; અને જીંદગી એ એક પ્રકારનું દુઃખજ છે—હમેશાં ફર્યા કરતું દુઃખોદધિનું એક મોજુંજ છે એમ તેના હૃદયને ખાત્રી થવા લાગી. તે વારંવાર જાણે કાંઇ વસ્તુ શોધતી હોયની એમ આસપાસ જોતી હતી, પરન્તુ પોતે શું ખોળે છે તે પોતાના હૃદયને પણ કહેતાં શરમાતી—ડરતી હોયની એમ મનમાં પણ તે વિષે વિચાર કરવાની હિમત ધરી શકતી નહોતી.

સ્હાંજ પડી હતી છતાં સઘળું શુષ્ક લાગતું હતું અને હજી તીવ્ર તાપ પડતો હોવાથી ગુલબદનને પોતાના બદન રૂપી ગુલ તર ઘટાની

શીતળ છાયા નીચે રાખવું પડયું હતું. આ બાગમાં ગાઢ લીલોતરીમાં જાણે સ્વાભાવિકજ હોયની એમ દેખાતો એક ન્હાનો પરન્તુ દેખાવડો ફુવારો હતો જેના ઉપર કુદરત અને કળા બંનેયે મળીને લીલી સુગંધી પુષ્પોથી લચી જતી વેલોનો લતામંડપ બનાવેલો હતો. ગુલબદન હવે ઉઠી અને તેણે તે તરફ પોતાના પગલાં વાળ્યાં, તે આ ફુવારા પાસે આવી પ્હોચી, પરન્તુ તરતજ તેણે શરમાઇને એકદમ પાછું ફરવા માંડયું; કારણ ઉડતા પાણીના છંટકાવમાં મઝા માનતો, વારિબિન્દુમાં અસ્ત થતા સૂર્યનાં કિરણોથી બંધાતાં રંગબેરંગી અનેક ઇન્દ્ર ધનુષ જોતો, હાથમાં ઝાલેલા એક કાગળમાં પોતાનું મન પરોવવાને પ્રયત્ન કરતો, હાથમાં અને હૃદયમાં કાંઇ નવા નવા ઉત્પન્ન થતા તર્ક તરંગોમાં લીન થયેલો ફાઝિલખાન ત્યાં બેઠો હતો.

ગુલબદન, ત્યાં ઉભા રહેવું કે પાછા જવું એ બે વિચારની વચ્ચેની આન્દોલન સ્થિતિમાં ક્ષણેક ઉભી રહી એટલામાં કાંઇ અવાજ સાંભળતાં ફાઝિલખાન એકદમ ચમકી ઉઠયો અને તેના જેવાજ ગભરાયલા ચ્હેરાથી, તેની પાસે આવી—તેણે ગુલબદનનો હાથ મર્યાદાપુર્વક પોતાના હાથમાં લીધો અને પોતે બેઠો હતો ત્યાં એક સુન્દર આરસની પાટલી હતી ત્હેના ઉપર ત્હેને બેસાડી.

આમ થયાથી તે એકદમ ન્હાશી જાય એમ તો ફાઝિલખાનને ખરેખરૂં અપમાનજ આપવાની અથવા તિરસ્કાર કરવાની ઇચ્છા હોય તે શિવાય બને તેમ ન્હોતું.

ત્હેનો હાથ હજી ફાઝિલખાનના હાથમાંજ રહેલો હતો; પરન્તુ તે હાથમાં લે એટલું તો સ્વાભાવિક હતું કે, ત્હેને માટે ગુલબદન ત્હેનો કાંઇ પણ દોષ કહાડી શકી નહિ. પણ પછી શું કરવું ? પોતાનો હાથ એકદમ ખેંચી લેવો ! પણ તેમ કરવાનું કાંઇ કારણ નહોતું ત્હેના હાથમાં રહ્યાથી પોતાના હાથને કાંઇ હરકત થતી ન્હોતી, અને વળી તે ત્હેના હાથમાં રાખવા દીધાથી ઘણોજ ખુશી થયો હોય એમ જણાતું હતું જેનાથી પોતાને કાંઇ પણ હરકત થતી ન્હોતી અને ત્હેને આટલો બધો સુખી થવાનું કારણ મળ્યું હતું, તેમાં જાણી જોઇને ભંગ પાડવાની અદ્વિતીય ક્રુરતાનું કામ કરવાનું મૃદુ ગુલબદન ધારે એ કેવું અસંભવિત હતું ?

" બાનુસાહેબ ! " કાંઇક બોલવાને ખાતરજ ફાઝિલખાને કહ્યું,

" તમે સ્વચ્છ હવામાં ફરોછો, એ બહુજ સારૂં છે. સ્હાંજ ઘણીજ મનોહર છે. "

" પણ, અમીર સાહેબ ? હું તમારી વિચારશ્રેણિમાં ભંગાણ પાડું છું. " ગુલબદન બોલી.

" ના. ના. હું અહિં વિચાર કરવા બેઠો નહોતો, " ફાઝિલખાન બોલ્યો; અને આ વાતચીત અહિંઆ અટકી ગઇ. બંનેએ નીચું જોયું; બંનેયે વાતચીત આગળ વધારવાને આકાશ અને પૃથ્વી, ઝાડ અને ફુલ, વીગેરે અનેક વસ્તુઓ તરફ દૃષ્ટિ ફેરવી.

પરન્તુ તેઓ કાંઇક પણ બોલવાને જેમ વધારે આતુર થતાં ગયાં તેમ તેમ, તે પ્રમાણે કરવું વધારે કઠિણ થતું ગયું, અને આવી દુઃખદ વ્યગ્રતામાં-આમને આમ કેટલો વખત ચાલ્યો ગયો.

" આહા ! કેવું સુંદર ફુલ ? " મૌન તોડવાને એકાએક ગુલબદન બોલી ઉઠી, અને તે જાણે ઘણીજ આતુર હોયની એમ વાંકી વળી અને તેણે એક અર્ધા વિકસિત ગુલાબ ડાંખળા સાથે તોડી લીધું; આ આતુરતા કૃત્રિમજ હતી કારણ કે જીંદગીમાંની ફક્ત એક વસ્તુ શિવાય બીજી કશાની તેને આ વખત દરકાર હતીજ નહિ.

" ખરેખર તે ઘણુંજ ખુબસુરત છે, " ફાઝિલખાને ગંભીર મુખાકૃતિથી જવાબ દીધો, પરન્તુ મનમાં તો તે પોતાનાથી આવું નિર્માલ્ય વાક્ય બોલાઇ ગયું તેને માટે દિલગીર થવા લાગ્યો.

"એનો ગુલાબીરંગ-એનાં પાંદડીઓની કારીગરી-એનો મનોહર દેખાવ, એ સર્વ એવાંછે કે આવો અનુપમ સંવાદ ઉત્પન્ન કરનાર ચિત્રકાર તો દુનિયામાં ભાગ્યેજ હશે. " ગુલબદન બોલી.

"ગુલાબમાં સુગન્ધ અને કાંટા-સુખ અને દુઃખનાં સ્વરૂપ સાથેજ વસતાં લાગેછે. ઓ ગુલબદન! જે માનવીના હાથમાં તમે આ ગુલ મુકશો તેનું ભાગ્ય કેટલું મહાન હશે? જીંદગીમાં સુખ અને દુખ, આ ગુલાબમાંના સુગન્ધ તથા કાંટાઓના કરતાં કાંઇ ઓછા સંબંધથી એકઠાં બંધાયલાં નથી. "

" તમે એક નાના નજીવા ફુલની કિમ્મત હદપાર વધારી મૂકોછો. "

" આ કુસુમ અર્દ્ધ પ્રફુલ્લિત સ્નેહના સ્વરૂપ જેવું દેખાય છે; વળી તેમાંના રંગો ખાસ પ્રેમનાજ કહેવાય છે. આ પુષ્પ ઉપરથી જે અર્થ થઇ શકે છે તે ગુલબદન કોને અર્પવાની કૃપા કરશે, એ હું જાણી શકું?

આવી બાબતો વિષે બોલવાનો મને હક–અધિકાર નથી એ હું જાણુંછું પરન્તુ આજ મને શું થઇ ગયું છે તે મારાથી પણ સમજાતું નથી. હું ભૂલો ઉપર ભૂલો કરેજ જાઉંછું. બેગમસાહેબ ! મારી ઉદ્ધતાઇ માફ કરો; હું આવા વિચાર વધારે વાર દર્શાવવા અથવા આવા પ્રશ્નો વધારે વાર પુછવા ખુશી નથી.

તે ચૂપ થયો. ગુલબદન પણ ચૂપજ હતી.

પણ જો કે તેઓ પોતાના હૃદયના ગુપ્તભેદ અંતર્ગત ભાવ કહી ન દેવાય એટલા માટે મ્હોં બંધ રાખી શકયાં; જો કે ગુલબદને એમ સ્પષ્ટ રીતે કહ્યું નહિં કે—" આ ફુલ જેને હું આપવા ઇચ્છુંછું તે તુંજ છે; " જો કે ફાઝિલખાનને શબ્દોથી એમ કહ્યું નહિ કે—'ગુલબદન ! આ ગુલાબ અને એની સાથે તારૂં હૃદય, તારો પ્રેમ મને આપ;--તોપણ અરે ! તેમની આંખો ચૂપ નહોતી હૃદયજીવનની ગુપ્ત મનોવૃત્તિઓના તે દગલબાજ દુભાષિયા હૃદયો એક બીજાની સાથે કબુલત કરે છે તેનીયે પહેલાં તેમના ઘણાએ મોટા ભેદ બાહાર પાડી એક બીજાને જણાવી દેછે.

ફાઝિલખાન અને ગુલબદન એક બીજાની સામુ એવી રીતે જોતાં હતાં કે તેથી જિવ્હાને તસ્દી લેવાની જરૂર જેવું નહોતું; તેમના ચક્ષુ-પ્રદેશમાં જીવન એવી રીતે મોહલુબ્ધ થયેલું હતું કે બીજી બધીય ઇન્દ્રિયોનું અસ્તિત્વ ભૂલાઇ જઇ, જાણે બંનેનાં જીવનજ નેત્રમય થઇ ગયાં હોયની એમ લાગતું હતું. આખી મનુષ્ય જાતિમાંથી જે નરરત્ન પોતાના હૃદયમાં આરોપવાને તેણે શોધી કહાડયું હતું તેની સાથે પોતાની આંખો મળતાં ગુલબદનના હોઠ ઉપર રમતું સ્મિત કેવું મધુર કેવું મૃદુ અને કેવું મનહર હતું ! અને તેની સમક્ષ બેઠેલો યુવક તે સ્મિતના અભ્યાસમાં કેવો આનન્દમયજ થઇ ગયેલો જણાતો હતો? તથા તે અભ્યાસનો અંત આશા નિરાશના ભિન્ન ભિન્ન રંગથી રંગાયલા ચ્હેરા ઉપર કેવા અનુપમ ઉલ્લાસમાં આવ્યો--એ સર્વ ચિત્રકાર અથવા લેખકની પીંછી અથવા કલમની સત્તાની બહાર છે; એ આલેખવાનો પ્રદેશ હૃદય છે અને આ-લેખનાર પ્રેમ છે; આવા અમાનુષ તત્વને માનુષ કદિ બનાવી શકાય તેમ છેજ નહિ, કારણ ત્યાં શારીર જીવનનું નહિ પરન્તુ હૃદય જીવનનું જ સામ્રાજ હોઇ શકે. તે યુવાન સ્મિતના ભાવ સમજયો, તેનું હૃદય ધડકવા લાગ્યું, અને તેની આંખોનો પ્રકાશ પ્રેમ જયોતિના ઉદ્દીપનથી ધીમે ધીમે વૃદ્ધિ પામતોજ ગયો.

ગુલબદનનું હૃદય પણ ધડકવા મંડ્યું; તેની આંખો સામી આંખો તીવ્ર વેગ—ચંડપ્રતાપ સહવાને અશકત થતી ગઇ અને તેના મોં ઉપર એક મૃદુ વ્રીડા વિકારે પોતાનું રકતત્વ પ્રસારી સૌંદર્ય પુષ્પ પ્રફુલ્લિત કર્યું.

" ગુલબદન ! " આખરે આકસ્મિક રીતે ફાઝિલખાન ધીમેથી બોલી ઉઠયો; અને " ફાઝિલ ! " એ અક્ષરો ગુલબદનના નિઃશ્વાસની સાથે બહાર નીકળી આવ્યા.

"આ ગુલાબ તો મનેજ આપો ! " આખરે ફાઝિલખાન આતુરતાથી બોલી ઉઠયો અને તેના પગઆગળ ઘુંટણીએ પડી તેણે ફરીથી કહ્યું, "ગુલબદન ! એ ફુલ તો મનેજ આપો ! "

ગુલબદન ફુલને પોતાના કુસુમિત કરમાં પકડીજ રહી.

"તમારે તેને બદલે જે માગવું હોય તે માગો; જો તેની કિમતનો બદલો એકાદ તખ્તથી વળી શકે તેમ હશે તો—હું વળી ત્રણ તખ્ત પેદા કરીશ અથવા પ્રયત્ન કરતાં પડીશ. ગુલબદન ! એ ફુલ મનેજ આપો !"

પોતાની પાસે, ઘુંટણીએ પડેલા મનોહર યાચકનું મુખારવિંદ એકવાર છુપી રીતે ગુલબદને જોઇ લીધું; બીજીવાર જોવાની હિમતજ કરી શકી નહિં.

"મારો આરામ, મારૂં સુખ, મારી જીંદગી,—અરે ! મારી કીર્તી પણ પેલા ન્હાનકડા ફુલ ઉપર આધાર રાખે છે એ મને આપો, અને તેની ખાતર તમે કહો તે કરવાને—મારી અમૂલ્યમાં અમૂલ્ય વસ્તુ તજવાને તૈયાર છું. આ દુનિયામાં કોઇપણ વસ્તુ એવી નથી કે જેને પ્રેમ વેદી ઉપર ભોગ આપવાને હું તત્પર ન હોઉં."

તે નાજુક કુસુમ ગુલબદનના સ્ફટિક કરમાં ધ્રુજવા લાગ્યું. તેની આસપાસ વીંટાયલી આંગળીઓનો બન્ધ ઢીલો થયો.

' ગુલબદન ! મને સાંભળો છો ? હું તમારે પગે પડીને માગું છું; શું નહિંજ જવાબ દો ?—ત્યારે શું મારી યાચના અફળીજ છે ? ત્યારે હું યાચક નિષ્ફળજ થવાનો ? "

"યાચક"—એ શબ્દે ગુલબદનની સ્મૃતિમાં બદુરા અને તેની ડહાપણ ભરેલ શિખામણો એકદમ પાછી આણી. " આ હું શું કરવા બેઠી છું ? " પોતાના મનમાં બોલી ઉઠી " શું હું મારૂં વચન મારો ઠરાવ એટલી વારમાં ભૂલી ગઇ કે ? ! ગુલબદન ગુલબદન ! અહિંથી ન્હાશી જા-જતી રહે ! જેટલી તું અહિં વધારે વખત ઉભી રહીશ, તેટલી તું

તારી ફરજથી–તારી જાતથી–અને તારા નિશ્ચયથી વધારે વધારે વિમુખ થતી જઇશ. ”

તેણે સહસા તે સુન્દર, કોમળ, સુગન્ધી ફુલની પાંખડીયે પાંખડી જુદી કરી નાંખી—તે મનોહર કુસુમ છુંદી નાંખ્યું; અને જમીન ઉપર તિરસ્કારથી ફેંકી દઇ તેના ઉપર પગ દીધો.

“ ફાઝિલખાન ! તમારા બોલવાનો અર્થ હવે સમજાયો. ” તેણે કહ્યું “ અને એકવાર સમજાયા પછી તેવો વિષય ફરીથી ચર્ચાવવા–ચાલવા દેવાની મના કરૂં છુ. હાલ આપણે જુદાં પડીએછીએ પરન્તુ હવેથી કોઇ પણ વખત આવા વિષય ઉપર વાત ધ્રુષ્ટતાથી વાત કરીને મને કદિ પણ ગુસ્સો કરતા નહિ ! ”

ફાઝિલખાનને શોક અને આશ્ચર્યમાં લીન થઇ ગયેલો ત્યાંનો ત્યાં ઉભો રહેવા દઇ, તેનો જાણે તુચ્છકાર કરતી હોયની એમ ચાલી ગઇ.

---

## પ્રકરણ ૫ મું.

### ખુની.

ગુલબદન પોતાના મહેલમાં પ્હોંચી નહિ એટલામાં તો તે પોતાની વર્તણુંકને ધિક્કારવા લાગી, આવો સખ્તાઇ ભરેલો જવાબ દેવો એ ક્રુરતાનું કામ છે એમ તે માનવા લાગી. ફાઝિલખાનની પાસેથી જ્યારે પોતે ચાલી આવી, તે વખત તે ખેદ અને આશ્ચર્યથી દિગમૂઢ થયેલા યુવકે પોતાની તરફ કેવી દીન-કેવી આર્દ્ર દ્રષ્ટિએ જોયું હતું તથા પોતાની પાછળ કેવી શોકમય નજર નાંખી હતી, ત્હેનું સ્મરણ હવે ત્હેને દુઃખપ્રદ થઇ પડયું. ત્હેનો ગ્લાનિપુર્ણ ચ્હેરો ત્હેને સાલવા લાગ્યો. ત્હેને જમીન ઉપર આંસુની નદીઓ વ્હેવરાવતી આંખો તથા વિખરાઇ ગયેલા વાળથી, નિરાશામાં શબવત પડેલો જાણે પોતે જોતી હોયની, એમ તેને લાગવા માંડયું. પોતાની ક્રુરતાને લીધે જાણે તે મૃત્યુ માગતો હોય અને મૃત્યુએ પણ જાણે તેના ઉપર કૃપા કરીને તેની વિનંતી સ્વીકારી હોયની એમ ત્હેને ભાસવા લાગ્યું. “ફાઝિલખાન મરી ગયો ! ”—એ ભયાનક શબ્દ નિરંતર રૂને કર્ણે પડવા માંડયા. જે વીરનરને સદ્દગુણી લોકો વંદનીય ગણતા અને જેનાથી બદમાશો ન્હાસતા ફરતા, તેની કબરની આસપાસ આખા ખંભાતને ડુસકાં ભરતુ–ખરેખરા શોકથી રોતું તેણે જોયું; કારણ તેને તેના મિત્ર તે, માન આપતાજ હતા, પરન્તુ દુષ્મનો પણ

તેના જેવા અલૌકિક યુવાનની પ્રશંસા કર્યા વિના રહે તેમ નહોતું.

" ઓ ખુદા તે બોલી ઉઠી, " તે વખત મારી બધી હુંશિયારી ક્યાં ઉડી ગઇ ? અને હજીપણ —મારા નિશ્ચય કયારનાયે મંદ પડવા માંડયાછે. ઓ ફાઝિલ મેં તને કહ્યુ તેવો મારા હૃદયનો અર્થ નહોતો હું તને ચાહું છું—ખરેખર ચાહુંછું હાલ અને હમેશાં તેનેજ ચાહુંછુ, પછી ભલે બહુરાને જે કહેવું હોય તે કહે અને મારા ઉપર કાકા સાહેબને ગુસ્સે થવું હોયતો થાય. "

ઉપર શુચિત મેળાપ થયા પછી થોડાજ દિવસમાં ફાઝિલખાનમાં મોટો ફેર થયેલો તેણે જોયો; તેણે સામાન્ય જનમંડલમાં ભળવું મૂકી દીધું હતું. અને જ્યારે ખાસ મિત્રોના આગ્રહથી તે બીજાઓની સાથે ભળતો ત્યારે તેનુ મન જાણે કોઇ અસહ્ય ચિન્તાથી ગ્રસ્ત થઇ ગયેલું હોય એમ તેના દેખાવ ઉપરથીજ લાગતું.

આ ખબરે ગુલબદન હૃદયને ખંજરના જેવો સખ્ત જખમ કર્યો, તે પોતાના ઓરડાના એકાન્તમાં વિશ્રાન્ત થવાને ઝટપટ નાશી ગઇ; અને ત્યાં પોતે ફાઝિલખાનની સાથે ચલાવેલી વર્તણુંકને માટે બેહદ દિલગીરી તથા પશ્ચાતાપના અનિયત આઘાતમાં ગિરફતાર થઇ.

આ પ્રમાણે તેના મન ઉપર ગુપ્ત રીતે સામ્રાજ્ય ભોગવતા શોકને લીધે તેની તન્દુરસ્તી નાબુદ પડી ગઇ કોઇપણ મનુષ્ય તેનું દુઃખ દુર કરી શકે તેમ નહોતું કારણ કે તેની ફિકરનું કારણ અથવા તેના વ્યાધિનું મુળ કે જાણતુ હતુ આથી તેના કાકાના અંતઃકરણમાં ભારે ચિન્તા ઉત્પન્ન થાય, તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નહોતુ; વળી જે મંડળમાંથી ગુલબદન દેખાતી બંધ થઇ, ત્યાં ફાઝિલખાનને પણ આવવાનુ મન થતુ હોય તોપણ ઘણુંજ—ઓછુ મન થાય એ સ્વાભાવિક હતું અને તેથી એકાંતમાં રહવાથી ફઝિલખાનનો પ્રેમ બીજી સર્વ લાગણીઓ વિસ્મરી એકલા તેનુંજ નિરંતર સ્મરણ—ચિન્તન થયા કર્યાથી,

સતત વૃદ્ધિ પામી. આખરે હૃદયમાં પોતાનું અદ્ભુત સામર્થ્ય—દિવસજ થી પ્રભુત્વ સ્થાપિત કરે. એમાં પણ કાંઇ નવાઇ જેવુ નહોતુ.

પણ હવે આપણે ક્ષણેક પર્યંન્ત ગુલબદનની માંદગીના ઓરડામાંથી ખશી જઇ, પેલા કાવતરાંખોર મંડળની મુલાકાત લઇશું. કારણ કે તેઓ હવે દિન પર દિન નવાબ બહાદુરશાહ તથા તેના મંડળને વધારે ભયંકર તથા નુકશાન કારક અને પોતાના પક્ષમાં વધારે શકિત-

વાન તથા વધારે સહાયકો વાળા થઇ, વખતે ધીમે ધીમે અને વખતે ત્વરાથી પોતાનું કાર્ય ફળીભુત કરવાને આગળ વધવા માંડયા હતા.

રૂકનુદીન, દોલતચંદ, રહીમખાન, અને રંગીલરામ, આ ભયંકર સાહસના આગ્રણીઓ હવે મુલ્લાં સાહિબખાનના મહેલમાં વારંવાર મળતા, જયાં ખંભાતનુ રાજ્ય બંધારણ બાંધવા છોડવાની તથા તેમાં સુધારા વધારા કરવાની ઘડભાંગ કર્યા કરતા પણ તે સર્વમાં એટલુંતો જણાઇ આવતુંજ હતુ કે દરેક માણસ તે કામમાં પોતાનાં ખાનગી કારણોને લીધેજ પડેલો હતો. એકનો ઇરાદો પોતાનો માથે ચ્હડેલા દેવાના ઢગલા કહાડી નાંખવાનો હતો; તો બીજાની ઇચ્છા પોતાની અસાધારણ મહાત્વાકાંક્ષાને લીધેજ પ્રેરાતી. હતી. એક માણસની વૃત્તિ દ્રવ્ય લાલસાને લીધે, તો બીજાની ખાનગી વૈરની તૃપ્તને અર્થે ઉત્પન્ન થયેલી જણાતી હતી. ટુંકામાં ખંભાતના રાજભંડારનું અઢળક ધન, નવાબ બહાદુરશાહે તેમના જેવા દુર્ગુણ અમીર ઉમરાવોની રાખેલી બેદરકારી, નવાબના સલાહકારો ઉપરની ખાનગી ઇર્ષા, ગુલબદન પોતાના હાથમાંતો નહિજ આવે એવી ખાત્રી, તથા પોતાના માથે થઇ ગયેલા દેવાંના દાર— એ સર્વ આ કાવતરાના કારણ રૂપ હતાં.

આ મહા પાતકી દુરાત્માઓ જેમણે ખંભાત આખુ રાજ્ય—અથવા તેમ ન કરી શકાય તો ( ઓછામાં ઓછુ ) તેનુ—રાજ્ય બંધારણ ઉંધું વાળવાના હેતુથીજ પ્રયાસ આરંભ્યો હતો, તેમને હવે પોતાના વિચાર—ગાંધર્વનગરો વધારે રમણીય, વધારે સુન્દર લાગવા માંડયાં અને દિનપરદિન પોતાની ગોઠવણોની ફતેહની વધારે વધારે ખાત્રી થતી ગઇ. કારણ કે એવામાંજ એક નવો પરન્તુ જરૂરી કર ખંભાતની પ્રજાઉપર રાજ્યકર્તાઓ તરફથી નાંખવામાં આવ્યો હતો જેથી નવાબસાહેબના સલાહકાર મંડળ ઉપર હાલ થોડા વખતને માટે ખંભાતીઓની કાંઇક અપ્રીતિ થઇ હોય એમ જણાતું હતું.

આ કાવતરાંખોર મંડળની પાસે પોતાનો હેતુ પાર પાડી શકે તેટલા પૈસા તથા સહાયકોની ખોટ નહિ હોવાથી તથા રાજ્યની ઉથલપાથલ તથા ફેરબદલી કરવામાં—યોજવામાં—અને ફલીભૂત કરવામાં જરા પણ પાછી પાની ન કરે એવા હિમતવાન અકકલવાળા અને મરણિયા થઇ ગયેલા માણસો તેમના પક્ષમાં પુષ્કળ હોવાથી, હવે તેઓ ખંભાતનો વૃદ્ધ ભલો નવાબ જેને તેમના આવા ભયંકર કાવતરાનુ સ્વપ્ન પણ નહોતું

તેનો માંહો માંહે તિરસ્કાર કરવા લાગ્યા.

તોપણ રાજ્યના કેટલાક મુખ્ય અમલદારો પોતાના કામમાં હરકત કરી શકે નહિ એવી રીતે મૃત્યુ દુર ખસેડાય નહિ ત્યાં સુધી તેઓ પોતાના દૃઢ થયેલા વિચાર અમલમાં આણી શકે તેમ નહોતું અને આટલું કામ કરવાનો આધાર તેમણે લુંટારાઓની કટાર ઉપર રાખેલો હતો. આથી જે વખત લુંટારાઓના મૃત્યુનો ઘંટ વાગતો તેમણે સાંભળ્યો, તથા તેમના ધડ માથામાંથી જુદાં થતાં જોયાં, તે વખત તેમને પોતાની ખરે ખરી મોટામાં મોટી—સુંદરમાં સુંદર આશાઓ ઉડી જ જતી હોયની એમ લાગ્યું. તેમને એમજ થયું કે આપણા સર્વ મનોરથ મનમાં જ રહી ગયા; અને હવે આપણી આશાઓ કદી પણ પાર પડવાની જ નથી. પરન્તુ આ પ્રમાણે પોતાની ધારણાઓ નિષ્ફળ થતી જોઇ તેમને આટલો બધો શોક થયો હતો, તો જ્યારે મગરૂર અબદુલે આખા ખંભાતને ઉઘાડે છોગ જણાવ્યું હતું કે હજી હું ખંભાતમાંજ છું અને ખંભાતીઓમાંથી જેમને જરૂર હોય તેમની સેવામાં મારૂં ખંજર તૈયાર છે, તે વખત તેમને કેટલો હર્ષ થયો હશે, તે સુજ્ઞવાંચકે પોતે જ ધારી લેવું.

" આ ફકડ આપણાજ કામનો છે!" તે આ એકદમ ઉત્સાહમાં આવી જઇ એકદા બોલી ઉઠયા; અને હવે તેમની મોટામાં મોટી ઇચ્છા તેને નોકરીમાં રાખી લેવો, એજ હતી.

આ આકાંક્ષા સત્વર ફલીભૂત થઇ-તેઓએ આ હિમતવાન બદમાશને ખોળવા માંડ્યો, અને તે પોતાની મેળેજ મળી આવ્યો તેમના મંડળમાં આવવા લાગ્યો, પરંતુ પોતાનાં વચનો તથા માગણીઓ બંનેમાં તે સરખોજ અતિમન્સ્વી-ધોતાળ હતો.

આ કાવતરાં ખોરોના આખા મંડળની મુખ્ય અને ખાસ ઇચ્છા-દિવાન માણેકચંદ જેને નવાબ સર્વમાં પોતાનો ખાસ સલાહકાર ગણતો હતો. જેની બાજપક્ષીના જેવી દ્રષ્ટિ હમેશાં આ કાવતરાંખોરોને ધ્રુજાવ્યા કરતી. અને જેને મુલ્લાં સાહિબખાનની ઉપરવટ થઇ નવાબે મુખ્ય દિવાનની જગો આપેલી હતી,—તેનું ખુન પ્હેલું જ થવું જોઇએ, એ હતી. પરંતુ આ એક મનુષ્યનું ખુન કરવાને અબદુલે જે રકમ માગી તે ઘણીજ મોટી હતી.

" મારા માગ્યા પ્રમાણે મને ઇનામ (બદલો) આપો, " તેણે કહ્યું, " અને પછી હું સોગન ખાઇને વચન આપું છું કે, કાલ સ્હવારથી દિ-

વાન માણેકચંદ તમને જ્યારે મહેનત આપવા રહેશે નહિ. ગમે તો તેને સ્વર્ગમાં ચ્હડાવી દો અથવા નર્કમાં પુરી રાખો, પરંતુ હું તેને ત્યાં પણ ખોળી કહાડીને તેના પેટમાં મારૂં ખંજર ખોશી દીધા વિના રહેવાનો નથી. "

તે બિચારા શું કરે ? અબદુલ પોતાની માગણીઓ જરાપણ ઓછી કરે એવો માણસ નહોતો. મુલ્લાં પોતાની ઉમેદો બર લાવવાને અત્યંત આતુર થઇ રહેલા હતો; પરંતુ તેનો રસ્તો ફક્ત માણેકચંદની ચિતા ઉપર થઇને જ હતો.

અબદુલને તેના માગ્યા પ્રમાણેની રકમ મળી; અને બીજેજ રહેવારે માનવંતો અને વૃદ્ધ દિવાન માણેકચંદ નવાબનો ખાસ અને ઉત્તમોત્તમ મિત્ર, તથા આખા રાજ્યની સલામતી તથા ભગરૂરીનું કારણ—તેવા માણસનું પણ અબદુલના ખંજર આગળ કાંઇજ ચાલ્યું નહિ અને તે દિવસથી માણેકચંદની ગણના જીવતાં માણસોમાં થતી અટકી.

" આ અબદુલ તો ખરેખરો ભયંકર માણસ છે,! " તે ખબર આ કાવતરાંખોરોને મળી, તે વખત તેઓમાંનો એક બોલી ઉઠયો, અને તેઓએ માણેકચંદના ખુનથી થએલા હર્ષ તે દહાડે મધ્યરાત સુધી મિજબાની તથા ગાનતાનમાં આનંદ કરી પ્રફુલ્લિત કર્યો

નવાબ તો આ ખુનની વાત સાંભળી સખેદાશ્ચર્ય તથા ધરતીથી ખરેખરો બાધા ચકલા જેવોજ—ગાંડા જેવોજ બની ગયો. દિવાનનું ખુન કરનાર માણસને શોધી આપનારને તેણે દસહજાર મ્હોરોનું ઇનામ આપવાનું કબુલ કર્યું, અને એજ મતલબનું એક જાહેરનામું આખા ખંભાતમાં તથા બધા રાજ્યમાં બહાર પાડવામાં આવ્યું. આ જાહેરનામું બહાર પડયાને બહુ દિવસ તો થયા નહોતા એટલામાં ખંભાતના રાજમહેલના મુખ્ય દરવાજા આગળ એક કાગળ ચ્હોડાએલો જોવામાં આવ્યો.

ખંભાતીઓ !

" માણેકચંદનું ખુન કોણે કર્યું, એ તમે જાણવા માગતા હશો. તમને નકામી તસ્દી ન પડે એટલા માટે, હું જાહેર કરૂં છું કે, હું અબદુલ તેનું ખુન કરનાર છું.

" મારૂં ખંજર મેં બે વાર તેના પેટમાં ખોસ્યું હતું. અને પછી તેનું શરીર માછલાઓને ખોરાકી આપવા દરિયામાં નાંખી દેવામાં આવ્યું હતું. જે માણસ માણેકચંદના ખુનીને શોધી આપશે તેને નવાબ દસ-

તર મોરો આપવાનું વચન આપેછે; અને તેને પકડી આપવાની જે હિમત ધરશે તેને અબદુલ વીસ હજાર મોરો આપવાનું વચન આપે છે. સલામાલેકુમ સાહેબો ! આપનો નિમકહલાલ સેવક,—અબદુલ. ”

## પ્રકરણ ૬ ઠું.

### ખંભાતના એ મ્હોટામાં મ્હોટા માણસો.

ઉઝગરાતાનો આ નવો દાખલો જોઇ આખું ખંભાત ગુસ્સાથી ગાંડુ થયું એ વાચકોને જણાવવું તદ્દન નકામુંજ છે. વૃદ્ધ નાગરિકોની સ્મૃતિમાં પણ કોઇ પણ દિવસ કોઇ પણ માણસ ખંભાતના વખણાયલા નગરરક્ષકોની તરફ આવા તિરસ્કારથી વર્તી શક્યો નહોતો કે નવાબની સત્તાનો આમ ઉઘાડે છોગ ગર્વિષ્ટ બેદરકારીથી અનાદર કરી શક્યો પણ નહોતો. આ બનાવે આખા શહેરને ગભરાવી નાંખ્યું; દરેક મનુષ્ય જાગ્રત રહેવા લાગયા; રાત્રિના નગરરક્ષકોની સંખ્યા બમણી કરવામાં આવી; તથા સિપાઇઓ શહેરમાં અને તેની આસપાસ રાત દહાડો તપાસ કરવા લાગ્યા; પરન્તુ કોઇ પણ માણસ અબદુલ વિષે ન્હાનામાં ન્હાની નિશાની જોઇ, અથવા સાંભળી, અથવા મેળવી શક્યું નહિ.

મુલ્લાંઓ-ફકીરો-બ્રાહ્મણો-અને બાવા, વેરાગીઓ, દરેક મનુષ્ય પોત પોતાના ધર્મસ્થાન પરમેશ્વરને આ મગરૂર ગુન્હેગારનો નાશ કરવા નિરંતર પ્રાર્થના કરવા લાગ્યો. જુવાન સુન્દરીઓ અબદુલનું નામ સાંભળીનેજ મૂર્છા ખાવાને તૈયાર થઇ જતી, કારણ ગુલબદનના જેવી કૃપા તે પોતાના ઉપર કયી વખતે કરશે એ કોઇ પણ માણસ કહી શકે તેમ નહોતું. વૃદ્ધ સ્ત્રીઓ તો ખાત્રીથી એકબીજાને એમજ જણાવવા લાગી કે 'અબદુલે પોતાના આત્મા સેતાનને વેચ્યો છે અને તેનીજ મદદથી તે ધર્મશીલ ખંભાતીઓના ધૈર્યની મશ્કરી કરવાને તથા તેમના ખરા ગુસ્સાથી પણ કાંઇ જ થઇ શકવાનું નથી એમ બતાવી તેમની સત્તાનો તિરસ્કાર કરવાને શક્તિવાન થયો હતો.' મુલ્લાં સાહિબખાન અને તેમનું મિત્રમંડલ પોતાના આ નવા સહાયકને માટે ઘણોજ ગર્વ ધારતા અને હવે પોતાનાં ધારેલાં સઘળાં કામ પાર પડશે એમ ખાત્રીથી ધારતા. માણેકચંદનું કુટુંબ તેનું ખુન કરનાર આ અબદુલ-રાક્ષસને નિત્ય હજારો શાપ દેતું અને માગતું કે 'હે પ્રભુ ! અમારાં આંસુ એકઠાં થઇને ગંધકનો સમુદ્ર થઇ જાઓ. અ-

ને તેમાં તે દુષ્ટને ડુબાવી દો !' અને નવાબ તથા હેના બે મિત્રોની ગમગીની પણ માણેકચંદના કૌટુંબિકો કરતા લેશ માત્ર પણ ઓછી નહોતી. આ દુરાત્માનું ઠેકાણું શોધી કહાડી-તેને પકડી તેના આ ભયંકર ગુન્હાનો દશગણો બદલો જ્યાં સુધી ન અપાય ત્યાં સુધી જરા પણ આરામ લેવો નહિ એવા તેઓએ સોગન લીધા હતા.

"પરન્તુ, ગમે તેમ છે તોપણ રાજમહેલના એક પોતાના ખાનગી સુન્દર ઓરડામાં એક સાંજે ફરતે ફરતે નવાબ બોલી ઉઠયો, ગમે તેમ છે તોપણ એટલું તો કબુલજ કરવું પડશે કે આ અબદુલ ખરેખરો વિચિત્ર મનુષ્ય છે. જે માણસ તેના જેટલું કરી શકે તેનામાં એવી બુદ્ધિ અને તેવી શકિત હોવાં જોઇએ કે, જો કોઇ લસ્કરના સરદાર તરીકે કામ કરવાનું તેને સોંપવામાં આવે તો તે અડધી દુનિયાં જીતી લેતાં કાંઇ પણ વાર લાગવા દે નહિ. જો એકાદ વખત હું એને નજરો નજર જોઇ શકુ તો—! "

" જો ! " ત્યારે અનુકુલ ગર્જના કરી ઉઠયો, અને નવાબનો વાંસો થાબડયો. બહાદુરશાહ એકદમ ચમકી ઉઠયો. એક રાક્ષસીકદની આકૃતિ કાળો ઝભ્ભો ઓઢી તેની સામે ઉભેલી હતી અને તેના મ્હોંનો ચહેરો, એટલો તો ભયંકર અને કમકમાટી ઉપજે એવો હતો કે આખી દુનિયામાંથી એક જોડ મળવી મુસ્કેલ હતી.

" તું કોણ છે ?" નવાબે ગભરાતાં ગભરાતાં પૂછયું.

" તું મને જુવે છે અને હજી પણ શક રાખે છે ? જો ત્યારે હું તારા ખુન કરાયલા માણેકચંદનો ખાસ દિલોજાન દોસ્ત, અને રાજ્યનો ખેરખાં-નિમક હલાલ ગુલામ અબદુલ છું. "

શુરવીર બહાદુરશાહ, જે કોઇ દિવસ ખુસ્કી કે તરીની લડાઇઓમાં જરા ધડકયો સરખોયે નહોતો, અને જેનો વજ્ર નિશ્ચય ખસેડવાના જેટલી કોઇપણ ભીતિ સમર્થ નહોતી, તે-બહાદુર બહાદુરશાહ પણ થોડાક વખત સુધી જાણે તેની અક્કલ ગુમ થઇ ગઇ હોયની એમજ દિડમુઢ થઈ ગયેલો દેખાયો. ખંભાતના મોટામાં મોટા માણસના તેજથી જરા પણ દબાઇ ન જતાં તેની સામે શાંત ગર્વથી ઉભા રહેલા હિમતવાન ખુનીની સામે કાંઇ પણ બોલ્યા ચાલ્યા શિવાય અનિમેષ દ્રષ્ટિથી જોઇ રહ્યો.

અબદુલે તેની તરફ, પોતાના હાથ નીચેના માણસની સલામ સ્વી-

કારતો હોય તેમ, જરા ડોકું હલાવ્યું, અને મહેરબાનીની રાહે જરા અર્દ્ધ-મિત્રતા સુચવતી રીતે મોં મલકાવ્યું.

"અબદુલ!" નવાબે આખરે પોતાના સામર્થથી ભય તથા આશ્ચર્યને દાબી નાંખતાં કહ્યું, તું એક ભયંકર-ધિક્કારવાયોગ્ય માણસ છે."

"ભયંકર!" તે ખુનીએ પુછયું; તું મને ભયંકર ધારે છે? બહુ સારૂં એથી તો મને ખરેખરી ખુશી ઉત્પન્ન થાય છે. ધિકારવાયોગ્ય એવો હોઉંએ ખરો ને ન પણ હોઉં, પણ મહારે એટલું તો કબુલ કરવું પડશે કે મારા બહારના દેખાવ ઉપરથી મારા વિષે બોલે તે તો મને વખતે એવો પણ ધારે, તોપણ બહાદુરરાહ! એક વાત તો નકીજ છે આપણે બંને ખંભાતમાં બે મોટામાં મોટા માણસો છીએ; તું આ છેડે તો હું પેલે છેડે?"

નવાબથી આ શબ્દો સાંભળીને મોં મલકાવ્યા વિના રહેવાયું નહિ.

"ના. ના.,' અબદુલે કહ્યું,-હું કહું છું તે ખરૂંજ છે; પછી અવિશ્વાસથી મોં મલકાવ્યા કરવું હોય તો ભલે! હું ગમે તો ખુની છું તોપણ નવાબનો બરોબરીયોજ છું; અને ખરેખર જે માણસ મારી સત્તામાં છે અને જેને હું મારી શકિતમાં હલકો ગણું છું તેની સાથે મારી સરખામણી કરવામાં હું કાંઈ અયોગ્ય રીત વર્તું છું એમ તો નહીંજ ગણાય.'

નવાબે જાણે ત્યાંથી તે જતો હોયની એમ પગલું ભર્યું.

"ઓહો! એટલી બધી કાંઇ ઉતાવળ નથી." નવાબનો રસ્તો રોકીને અબદુલે જરા તિરસ્કારથી કહ્યું; "આ ઓરડા જેટલી ન્હાની જગોમાં આપણા જેવા બે મોટા માણસો ઝટ એકઠા થતા નથી. માટે સાહેબ જરા ઉભા તો રહો; આપણે જરા વાતચીત કરીએ."

"સાંભળ, અબદુલ! નવાબે પોતાની જેટલી શકિત હતી તેટલી વાપરી-જીવ ઠેકાણે આણી કહ્યું, "તારામાં કુદરતેજ ઘણી હુંશિયારી અને અકલ મુકેલી છે; તો તેમનો તું આમ ગેરઉપયોગ શું કરવા સારૂ કરે છે? જો તું આ તારો ખુની ધંધો છોડી દઈ, રાજ્યમાં એક સારી નોકરી હું જે તને આપું તે લે અને માણેકચંદનું ખુન કરવા તને જેણે ઉશ્કેર્યો હોય તેનું નામ દે, તો હું કુરાનના કસમ ખાઇને તથા પવિત્રમાં પવિત્ર વચન આપીને કહું છું કે, હું તને ભુતકાળના તારા સઘળાં કૃત્યોને માટે માફી તથા ભવિષ્યને માટે સંરક્ષણ આપવાને તૈયાર છું આમ કરવું તને પસંદ ન પડે તો, ખંભાતના રાજ્યમાંથી ચાલ્યો જા અને હું તને સો-

ગન લઇને કહુ છું કે–" "ઓહો !" અબ્દુલ વચમાંજ બોલી ઉઠયો, "મારી અને રક્ષણ, તું કહે છે? એવી નજીવી અને નકામી વસ્તુઓની દરકાર રાખ્યે પણ મને ઘણોયે વખત થઈ ગયો. અબ્દુલ પારકી મદદ શિવાય પણ પોતાની જાતનું રક્ષણ કરવાને સમર્થ છે, અને માફી!—મારા જેવાં પાપોને માટે મનુષ્યો માફી આપી શકે તેમ નથી જે દિવસ બધાં માણસોને પોતાના કુકર્મોની નોંધ ખુદાને ઘેર આપવી પડશે ત્યારે હું પણ આપીશ; પરન્તુ ત્યાં સુધી તો નહિજ. માણેકચંદનું ખુન કોણે કરાવ્યું, એ તું જાણવા માગે છે? ઠીક; ત્યારે તે તો હું જણાવીશ પણ આજ નહીં. મહારે ખંભાતનું રાજ્ય છોડી જતા રહેવું; પણ શા માટે? ત્હારી બીકથી? આહા! ખંભાતની બહીકથી? ઓહો! ખંભાત અબ્દુલથી બીહે છે; અબ્દુલ ખંભાતથી તો નહીંજ. તું કહે છે કે હું મારો ધંધો છોડી દઉં? ઠીક ત્યારે જો, બહાદુરશાહ! એકજ શરત છે જેથી કદાચ—"

"બોલ, ત્યારે કહી નાંખ." નવાબ આતુરતાથી બોલી ઉઠયો, 'બોલ, દશ હજાર મહોરો લઇને રાજ્યમાંથી જઈશ?"

"અબ્દુલને એવી છુંછલ્લી લાંચ આપવા માટે તું માફી માગે તો હું મહારી પાસેથી તને વીસ હજાર મહોરો આપવાને તૈયાર છું! ના બહાદુરશાહ! ફકત એકજ બદલો તું મહને આપી શકે તેમ છે; મહને ત્હારી ભત્રીજી લગ્નમાં આપ. હું દિવાન ઇસ્લામશાહની પુત્રી ખુબસુરત ગુલબદનને ચ્હાઉં છું"

"હરામખોર—આવી બેઅદબી!"

"ઓહો એટલામાં ગુસ્સે થઇ ગયા? હવેથી થવાના મહારા ભલા કાકા સાહેબ! જરા શાન્ત થાઓ. બોલો મહારી શરત કબુલ છે?"

"જો તું ખંભાતમાંથી જતો હોય તો ગમે તે રકમનું નામ દે, અને તે તને તરતજ ગણી આપવામાં આવશે. રાજ્યને લાખ મહોરોનું ખરચ થાય તોપણ ત્હારા ઝેરી પગલાં ત્હેમાંથી દુર થાય તો, તે ખરચ વળી ગયું જણાશે."

"હં! ખરેખર?—મ્હોરો કાંઇ બહુ મોટી વાત નથી; જો, બહાદુરશાહ! મેં લાખ મહોરો લઇને તો ત્હારા બંને ખાસ મિત્રો ખવા-

ઝાખાન અને દયાલસિંહનાં ખુન કરવાનું માથે લીધું છે. બોલ ગુલબદનને મારી સાથે નિકા પઢાવવાનુ કબુલ કરે છે? એમ કરતો હોયતો આ કરેલો કરાર તોડી નાંખુ."

"બદમાસ!-ઓ ખુદા! આશમાનમાં વિજળીઓની ખોટ પડી ગઇ છે?"

"હેં! તું ના કહેછે? ઠીક ત્યારે જોઇ લે! કાલ સ્હવારે તો ક્યારનાએ ખ્વાઝાખાન અને દયાલસિંહ બંને માછલાંની ક્ષુધા તૃપ્ત કરતા હસે. જોજે, હવે!"

આટલું બોલીને તેણે ડગલા નાચેથી એક પીસ્તોલ કહાડી અને નવાબના મોં સામી ફોડી. ધુણી અને દારૂના ભુકાથી આંખો પૂરાઇ જવાથી તથા અચાનકના ધડાકાથી ગભરાઇ જવાથી, બહાદુરશાહ પાસેની ગાદી ઉપર આંખો ચોળતો પડયો. આમને આમ થોડોક વખત થઇ ગયો પછી તે ધીમે ધીમે આશ્ચર્યમાંથી જાગૃત થયો. તે પોતાની ગાદી ઉપરથી એકદમ બેઠો થયો અને અબદુલને પકડવાને ચોકીદારોને તથા સીપાઇઓને બોલાવ્યા; પરન્તુ તે તો કયારનોએ અદૃશ્ય થઇજ ગયેલો હતો.

તેજ સ્હાંજે રૂકનુદીન અને તેના સહચરો મુલ્લાં સાહિબખાનના મહેલમાં બેઠેલા હતા. પાસે જાતજાતનાં સોના રૂપાનાં સુંદર વાસણોમાં નાનાપ્રકારની મીઠાઇઓ તથા મેવા પડેલાં હતાં અને પ્યાલાઓમાં શરબતો તથા દ્રાક્ષરસ ચળકતા હતા; તથા અહિં તેઓ રાજ્યબંધારણના વિનાશની વાતો કર્યા કરતા હતા; મુલ્લાં કહેતો હતો કે થોડા વખતથી નવાબની સાથે તેણે સંબંધ ઘણોજ સારો વધારી દીધો હતો અને પોતાના ( આ ખટપટ ઉભી કરનાર અમીરો ) રાજ્યમાં સારા સારા અધિકાર ઉપર નીમવાને યોગ્ય હતા. રહીમખાને ગર્વથી કહ્યું કે 'ખાસ દિવાનની જગો તો હવે મનેજ મળવાની; રૂકનુદીન પોતાને માટે લગનમાં ગુલબદન અને ખ્વાઝાખાન અથવા દયાલસિંહ એ બેમાંથી એકની જગો પોતાને મળશે એમ આશા રાખતો હતો. એમ દરેક જણુ પોતપોતાની ઉમેદો બર લાવવાના ઉપાયો તથા રસ્તાની વાતો કર્યા કરતા હતા એવામાં બારણું જોરથી ઉઘાડી નાખવામાં આવ્યાં અને અબદુલ અંદર દાખલ થયો.

"દારૂ લાવો!" તે બોલ્યો; "કામ થઈ ચુકયું. ખ્વાઝાખાન અ-

ને દયાલસિંહ કીડાનો ખોરાક થઇ પડયા છે અને મેં નવાબને પોતાનેજ એવો તો ગભરાટમાં નાંખ્યો છે કે એ ઝટ તેમાંથી જાગૃત થઇ શકે શ-કવાનો નથી. બોલો હવે, લોહીના તરસ્યા રાક્ષસો ! મારા કામથી સંતોષ પામ્યા છો કે નહિ ? "

" હવે, ત્યારે ફાઝિલ ! " રૂકનુદ્દીન બોલી ઉઠયો.

" ફાઝિલ ! " અબદુલ બબડયો, " ફાઝિલ ! એ કામતો એવું સહેલું નથી જ, "



# વિભાગ ત્રીજો અબ્દુલ અને ગુલબદન.

## પ્રકરણ ૧ લું.

### આશક માશુક.

આખા ખંભાતની પ્રણયમુર્તિ ગુલબદન મંદવાડની પથારીપર પડેલી હતી; જેનું કારણ કોઇથી ન સમજી શકાય એવો શોકાગ્નિ તેની તન્દુરસ્તીને દહતો હતો તથા તેના સૌંદર્યકુસુમને કરમાવતો હતો. તે અમીર ફાઝિલખાનને ચ્હાતી હતી; અને ફાઝિલખાનને જુવે અને હૃદયમાં પ્રેમની લાગણી ન થાય–તેને ચ્હાય નહિ એવું કોણ હતું ? તેની ભવ્ય આકૃતિ, મનોહર ચ્હેરો, સોત્સાહ અક્ષિયુગ્મ, અને તેનું આખું શરીર જોતાં હૃદયમાં એમજ થઇ આવતું કે નકી ફાઝિલખાન કુદરતનો ખાસ પ્રિયજન છે; અને–ગુલબદન હમેશાં કુદરતની ખરેખરી પુજક—અભ્યાસક હતી.

પણ જો ગુલબદન માંદી હતી તો, ફાઝિલખાન સાજોતો નહોતોજ. તે પોતાના ઓરડામાં બેશી રહેતો; તે લોકોમાં અથવા અમીર ઉમરાવોમાં ભળતો નહિ અને પોતાની હૃદય દૃષ્ટિએ હમેશાં તર્યાંજ કરતી વસ્તુથી દૂર જવાનો–તેને ભુલી જવાને રાજ્યનાં દૂરનાં શહેરો તથા બંદરો જોવાને ઘણો ખરો વખત પ્રવાસમાં ગાળતો. હાલ તે ત્રણેક મહિનાથી મુસાફરીએ ગયેલો હતો, અને ત્યાં ભટકે છે તે પણ કોઇ જાણતું નહોતું; એવામાં સુરત વાળો સરદાર ખોજરખાન ગુલબદનની સાથે લગ્ન કરવા ખંભાત આવી પ્હોચ્યો.

તેનું આગમન, જેની એક મહિના પહેલાં ઘણીજ આતુરતાથી રાહ જોવાતી હતી, તેથી હાલ બહાદુરશાહને ફકત કાંઇકજ સંતોષ થયો. ગુલબદન ઘણી માંદી હતી તેથી લગન સંબંધી કાંઇ પણ વાત થઇ શકે તેમ નહોતું; અને તેણે તેને સાજી થવાને વધારે વખત પણ આપ્યો નહિ; કારણકે ખંભાતમાં આવ્યાને છ દિવસતો હજી થયા નહોતા એટલામાં તે અમીરનું ખંભાતની એક દુરની પુષ્પવાટિકામાં ખુન થયેલું જોવામાં આવ્યું. તેની સમશેર તેની પાસે ઉઘાડી અને લોહીથી રંગાવલી પડેલી હતી અને તેની છાતીએ એક કાગળ બાંધેલો જોવામાં આવ્યો. તે ઉઘાડીને વાંચતાં, લોહીથી છપાયલી હોય એમ દેખાતી નીચેની લીટીઓ માલમ પડીઃ—

"( ખીજરખાનની દોસ્તી કરવા જવું હોય, તેના શિવાય બીજા કોઇપણ મનુષ્યે ગુલબદન સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખવી નહિ—
—ખુની અબદુલ "

" ઓ ખુદા ! હવે હું દિલાસા તથા—આશ્રયને માટે કયાં ન્હાશી જાઉ ? "—

નવાબ આ ભયંકર ખબર સાંભળી નિરાશામાં બોલી ઉઠયો, "અરે! ફાઝલખાન કયાં છે?—અને એ શા માટે અહિ નથી. "

આવા ભયંકર દુ:ખ—તોફાનની સામે ટકર લેવાના સહાયક તરીકે કામમાં આવી શકે એવા આ યુવાનની તે ઘણીજ આતુરતાથી વાટ જોવા લાગ્યો; અને થોડા વખતમાં તેની આશા ફુલપ્રદ થઈ. ફાઝિલખાન ખંભાતમાં પાછો આવ્યો.

" મારા યુવાન મિત્ર ! " નવાબે ફાઝિલખાનને દિવાનખાનામાં પ્રવેશ કરી પોતાની પાસે આવતો જોતાંજ કહ્યું, હવે તમારે મારી પાસેથી લધારે વાર દુર ખસવું નહિ. હું હાલ એક મિત્રોથી વિખુટો પડેલો વૃદ્ધ પુરૂષ છું. તમે સાંભળ્યું તો હશે કે, ખ્વાઝાખા—દયાલસિંહ—"

" હા. સાહેબ ? મેં સઘળુ સાંભળ્યું, " તેણે ચિન્તાશીલ મુખાકૃતિથી ઉત્તર દીધો.

" સેતાન નર્કમાંથી ન્હાસી છુટયો છે અને હાલ અબદુલ એ નામ નીચે ખંભાતમાં વસી, મારી વ્હાલામાં વ્હાલી વસ્તુઓ મારી પાસેથી ખુંચવી લે છે. ફાઝિલખાન ! ખુદાને ખાતર સાવચેત રહેજો; તમારી ગેર હાજરીમાં મને ઘણીવાર એમ પણ લાગ્યું છે કે, તમને પણ તે દુષ્ટનું ખંજર મારી પાસેથી ખુંચાવી તો નહિ લે ? મારે તમને ઘણું કહેવાનું છે, પરન્તુ મારા યુવાન અમીર! અત્યારે આપણાથી મળી શકાય તેમ નથી, માટે તમારી સાથે હું સાંજે મળીશ. માંડુના રાજનો એલચી અત્યારે મને મળવા માટે આવવાનો છે, તેથી મારે અત્યારે તો જવુંજ પડશે પણ સાંજે—"

ફિકકા થઇ ગયેલા ચ્હેરાવાળી ગુલબદનને ધીમે ધીમે—ધ્રુજતે પગલે અંદર આવતી જોઇ તે બોલતો અટકયો. ગુલબદને ફાઝિલખાનને જોયો કે તરત તેના મ્હોંઢા ઉપર મૃદુ વ્રીડાવિકાર તરી આવેલો જણાયો. ફા-

ફ્રાઝિલખાન એકદમ ઉભો થયો અને સાધારણ ઓળખીતાની પેઠે ર્‌હેની ખુશ ખબરની ચહાઇ, તથા જવાની નવાબ પાસે રજા માગી.

"હજી તમે જશો નહિ," નવાબે કહ્યું, "કારણ કદાચ અર્ધાએક કલાકમાં હું પીછો આવી પણ શકું; ત્યાં સુધી તમે અહિં બેશી ગુલબદનને જરા ગંમત કરાવો. તમને ખબર પણ નહિ હોય કે તમારા ગયા પછી એ કેટલી બધી માંદી થઇ ગઇ હતી; મને તો હજી પણ એની તબિયત માટે ધાસ્તી છે. તે કાલસુધી તો પથારી વશજ હતી અને આજ ઉઠી તો છે, પરંન્તુ વળી પાછો ઉથલો ન ખાય એ મને મોટી ફિકર છે.

તે ભલો નવાબ ત્યાંથી ગયો અને આશક માશુક—આ શુદ્ધ પ્રેમીનું યુગલ એકલું પડ્યું. ગુલબદન બારીએ હવા ખાવા ઉભી રહી. ફ્રાઝિલખાન પણ તેની કાંઇક પાસે જઇ ઉભો રહ્યો.

"બાનુ સાહેબ?" તેણે પુછ્યું, "તમે હજી પણ મહારી સાથે ગુસ્સે છો!"

"હું ગુસ્સે?—ના ના. તમારી સાથે ગુસ્સેજ થઇ નથી." ગુલબદને અચકાતાં અચકાતાં જવાબ દીધો અને તેણે બાગમાંની તે દિવસની બીના એકદમ સાંભરી આવી તેથી શરમાઇ ગઇ.

"અને તમે મહારો તે દિવસનો ગુનો તદ્દન માફ કર્યો છે?"

"તમારો ગુનો?" ગુલબદન કાંઇક સ્મિતમય મુખથી બોલી, "હા, જો તે ગુનો હોય તો તે મેં માફ કર્યો છે. મૃત્યુ પામવાની તૈયારીમાં હોય એવાં માણસોએ પોતાને ઇશ્વર માફ કરે એટલા માટે પણ બીજાઓના ગુના માફ કરવા જોઇએ. અને મને ખાત્રી છે કે હવે બહુ દિવસ હું આ દુનિયાંમાં રહી શકનાર નથી."

"બેગમ સાહેબ!"

"હા, હા. એ તો નકીજ છે. એ તો ખરૂં છે કે હું આજ મંદવાડની પથારીમાંથી ઉઠી છું, પરન્તુ તે કાલે તેમાં પાછી—તેમાંથી કદી પણ ફરી ઉઠી ન શકાય એવી રીતે પડવાને માટેજ છે, એની પણ મને તો ખાત્રીજ છે. અને તેથી—તેથી જ આપણે છેલ્લી વખત મળ્યાં હતાં ત્યાં તમને દિલગીરી ઉત્પન્ન થાય એવી રીતે તમારી સાથે વર્તવાને માટે હું તમારી પાસે માફ માગી લઉં છું.

ફ્રાઝિલખાને જવાબ દીધો નહિ.

તમે મને નહિ માફ કરો ?–ત્યારે તો તમારો સ્વભાવ ખરેખરો ગુસ્સાવાળો હોવો જોઇએ અને તમને ખુશી કરવા પણ મુશ્કેલજ થઇ પડતું હશે !"

ફાઝિલખાને પ્રત્યુતર ન વાળ્યો.

તમે મને નહિજ માફ કરો ? બધું ભુલી નહિજ જાઓ ?"

"ભુલી ન જાઉં ?–બાનુ ! ના, ના. કદી પણ નહિ. તમારો દરેક શબ્દ—દરેક દ્રષ્ટિપાત મારા હૃદયમાં એવાં તો ગાઢચોંટી ગયાં છે કે તેમને તો મૃત્યુનો ક્રુર હાથજ ઉખેડી શકશે. તમે જે કામમાં હાજર હતાં તેનો એક વિભાગ પણ હું ભુલી જાઉં ? આપણા બેની વચ્ચે જે હકીકત બની હતી તેનો એક લેશમાત્ર પણ ભાગ મ્હારાથી કદી પણ ભુલાવાનો નથી—તે ખરેખરો પવિત્રજ છે. હવે, માફી ?" તેણે તેનો લાંબો કરેલો હાથ પોતાના હાથમાં લઇ નમૃતાથી તેના ઉપર ચુંબન કર્યું અને કહ્યું, "ઓ પવિત્ર-પ્રિય ગુલબદન ! હું હઝરતમહમદના સમ ખાઇને કહું છું કે, તમે મ્હારૂં ઘણુંજ નુકશાન કર્યું હોત તો બહુજ સારૂં થાત—કારણ, તો મને તમને માફ કરવાનું મળી આવત; ખરેખર ! હાલ તો મારે કાંઇજ માફ કરવાનું નથી."

તેઓ બંને ચુપ થયાં; અન્તે ગુલબદને વાત ફરીથી ચાલુ કરી તેણે પુછ્યું, "તમે ખંભાતથી બહાર ઘણો વખત ફરી આવ્યાં; બહુ આઘે ગયા હતા ?"

"હા."

"અને મુસાફરીમાં બહુજ ગંમત મળી હશે."

"હા, ઘણીજ; કારણ હું જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં મેં ગુલબદન બાનુનાં વખાણજ સાંભળ્યાં છે."

"અમીર ફાઝિલખાન," તેણે તેને દ્રઢતાવાળા શબ્દો પરન્તુ નમ્ર ચહેરાથી વધારે બોલતો અટકાવ્યો, "મને ફરીથી ખોટું લગાડશો ?"

એમ કરવું થોડા વખતમાં મ્હારી સતાની બહારજ જશે. હવે મ્હારો શું કરવાનો ઇરાદો છે તે કદાચ તમે ધારી શકશો."

"પાછા પ્રવાસે જવાનો ?

હા, એજ. પરન્તુ હવે હું ખંભાત છોડીશ તે તો હમેશને માટેજ. કારણ હું હવે ફરીથી અહિં આવવાનો વિચાર રાખતો નથી."

"હેં ? ફરીથી આવવાના નથી ?" તે અધિરાઇથી બોલી ઉઠી: "અરે ! ના, ના, એમતો નહિ હોય ત્હમે મ્હને મુકીને જશો ?"—તે પોતાના મોંમાંથી નીકળી ગયેલા શબ્દોથી શરમાઇ બોલી, "મારા કાકા સાહેબને મુકીને જશો ? એમજ હું કહેવા માગતી હતી. મારી ખાત્રી છે કે તમે ફકત મશ્કરીજ કરો છો."

"મારા જીવના સમ, બેગમ સાહેબ! હું ખરેખરૂંજ કહું છું, અને ત્હમે કયાં જવા ઇરાદો રાખો છો.?"

"અરબસ્તાનના કિનારા તરફ ત્યાં હજ્જ કરનારાં વહાણોનું રક્ષણ કરનારા ઇસ્લામી મંડળમાં હું ભળીશ અને ચાંચીયા વગેરે લુંટારૂં ધાડ પાડુઓની સામે હું લડીશ. કદાચ પેગંબર સાહેબની મેહેરબાનીથી એકાદ વહાણનો ઉપરી પણ હું થઇશ, ત્યારે હું તે વહાણનું નામ ગુલબદન રાખીશ. મારા સૈનિકો તથા ખારવાઓ લડવા જતી વખત પણ 'ગુલબદન, એજ યુદ્ધગીત ગાશે, મારા વાવટા ઉપર પણ અર્ધચન્દ્રની સાથે ગુલબદન બિરાજશે અને મારી ખાત્રી છે કે તેથી હું હમેશાં દિગવિજયી તથા અજીતજ રહીશ."

'અરે ! આતો ખુલ્લી મશ્કરી છે, અમીર ! તમે મારી લાગણીઓનો આમ તિરસ્કાર કરો એવું મેં કાંઇ કર્યું હોય એમ મનેતો સાંભરતુંનથી.

"ત્હમારી લાગણીઓનું રક્ષણ કરવાને તો હું ખંભાત છોડી દેવા તે તત્પર થયો છું; બેગમ સાહેબ ! હું અહિં રહેવાથી કોઇ પણ વખત તમને દિલગીરી થવાનો સંભવ છે. જે સુખી મનુષ્યની દ્રષ્ટિ તમને આનન્દ આપવાની તે હું નથી; પરન્તુ મારાથી જેટલું બની શકે તેટલું કરવાને તૈયાર છું–હું તમને દુર રાખવાને પ્રયત્ન કરીશ."

"અને જેની ચાહના તમારા ઉપર આટલી બધી પ્રીતિમય છે અને જેની મિત્રતા તમારા વિષે આટલી બધી પ્રેમપુર્ણ છે, તે નવાબને આવા તેના જરૂરના વખતે તમે છોડી દઇ જતા રહેવાનો નિશ્ચયજ કર્યો છે?"

"હું તેમની મિત્રતાને માટે ઘણોજ આભારી છું, પરન્તુ તે મને સુખ આપવાને બસ નથી, તે મારા પગ આગળ મોટાં રાજ્યોનાં રાજ્યો મુકે તોપણ તેમની મિત્રતા અને તે રાજ્યો મને સુખ આપી શકે તેમ નથી. વળી હું તેમના મદદમાં જરૂરની વખતે નથી રહેતો એ દોષ આવશે તોપણ તે હું સહન કરીશ, પરન્તુ મારાથી અહિં ચિંત વ્યગ્રતામાં

રહી શકાય તેમ નથી. હું બહીકથી ન્હાશી જાઉં છું એમ ન માને એટલી નવાબ સાહેબને મારી ખાત્રી તો છેજ !"

"ત્યારે । તમારૂં સુખ એટલું બધું મોંઘુ છે!"

"હા, એનાથી પણ ઘણુંજ વધારે મોંઘુ છે?" મને ફકત એકજ વસ્તુ સુખી કરી શકે તેમ છે, અને તે ઘુંટણીએ પડીને પણ માગી ચુકયો છું" તેણે ગુલબદનનો હાથ પકડયો અને ઘણીજ આતુરતાથી ઓઠે દાબ્યો. "ગુલબદન ? મેં તે માગી છે અને મારી વિનંતિનો અસ્વીકાર થયેલો છે."

"તમે એક વિચિત્ર પ્રકારના ઉત્સાહી છો," તે ઘણીજ મુશ્કેલાઇથી બોલી; અને પોતે શું બોલી તે પણ ભાગ્યેજ જાણ્યું હશે. ફાઝિલ ખાન ધીમે ધીમે તેની પાસે આવ્યો અને નમ્ર વિનંતી કરતો હોય એવી રીતે તે બોલ્યો "ગુલબદન?"

"હું શું કરૂં એમ તમે ઇચ્છો છો ?"

"મારૂં જીવનસુખ તમારાજ હાથમાં છે."

તે ફાઝિલખાનના સામું ક્ષણેક પર્યન્ત દ્રઢતાથી જોઇ રહી, અને પછી ઉતાવળથી હાથ ખેંચી લઇ, બોલી ઉઠી, "હમણાં તમે અહિંથી જાઓ; હું હુકમ કરૂં છું કે તમે જાઓ! ખુદાને ખાતર મારી પાસેથી જાઓ!"

ફાઝિલખાને નિરાશામય અને દુઃખદ ચહેરાથી પોતાના હાથ જોડયા, અને તેણે નમ્રતાપુર્વક પોતાનું માથું નમાવ્યું તે ધીમે ધીમે પગલે વિચારમય હોય એમ ચિન્તાતુર મુખાકૃતિથી બારણા આગળ જઇ પહોંચ્યો અને ઉમ્મર ઓળંગતે ઓળંગતે તેને ખુશબખ્તી ચહાવાને તથા છેલ્લી રજા લેવાને મોં ફેરવ્યું. એવામાં એકાએક તે તેના તરફ દોડી ગઇ, તેનો હાથ પકડયો. અને તે છાતી સરસો દાબ્યો, "ફાઝિલ !" તે બોલી "હું ત્હારીજ છું !" અને તે બેભાન થઇ બોલ્યાચાલ્યા વિના ત્હેના પગ આગળ પડી,

## પ્રકરણ ૨ જું.

### એક ભયંકર વચન.

હવે ભાગ્યશાળી ફાઝિલખાનના જેટલો કોણ સુખી હતું !–હવે પ્તેહ તો તેના પોતાનીજ હતો, અને જીવનસાફલ્યના લાંબાકાળથી આશા રખાયલા શબ્દો ગુલબદનના હોઠમાંથી ઝર્યા હતા. ફાઝિલખાને તેને ધીમે રહીને જમીન ઉપરથી ઉચકી લીધી અને પાસેની ગાદી ઉપર સુવાડી તેની પ્રેમાદ્ર આંખો ધીમે ધીમે ઉઘડી અને તેણે ફાઝિલખાનને ગુલબદનનું માથું પોતાના હાથ તળે રાખી બેઠેલો જોયો જે વીરનરનાં તેને રાત્રિયે હમેશાં સ્વપ્નાં આવ્યા કરતાં હતા, જેની મુરતિ દિવસે તેના હૃદયમાંથી દુર ખશેડી શકાતી નહોતી, અને જેને માટે તેણે આટલી બધી વેદનાઓ સહન કરેલી હતી, તેની મનોહર આકૃતિ પોતાની પાસે, પોતાના સ્વામિત્વમાં આવેલી પોતાનીજ--પોતાના જીવનમયજ થયેલી જોઇ, તેણે પોતાનું માથું ફાઝિલખાનના હૃદય ઉપર નાંખી દીધું.

એકબીજાની સામે શાન્ત આનંદમાં જોતાં તેઓ પોતાનું સ્વરૂપ ભુલી ગયાં તેઓ જાણે કોઇ દિવ્ય, સુખમય ભુમિમાંજ જઇ પડ્યાં હોયની એમ તેમને લાગવા માંડ્યું ગુલબદનને તો એમજ લાગ્યું કે જાણે દિવાનખાનું બદલાઇને સ્વર્ગજ ત્યાં બનીગયું હોયની; પાસે આવતી–રમતી પ્રસ્વેદ લ્હોતી મીઠી અનીલ લહરીઓ જાણે સ્વર્ગદુતો અને દિવ્ય ગાયક ગણો હોયની; બહારથી--દુરથી સંભળાતો જગતનો કલરવ જાણે મધુરાં સ્વર્ગિય પંખિડાંઓનાં મીઠા ગીતધ્વનિ હોયની; અને હૃદયને ઉપજતા આહ્લાદથી જાણે આખી પૃથ્વીની સર્વ વસ્તુઓ સુખમયતાનાં ભિન્નભિન્ન પરન્તુ રૂચિરાં રૂપ હોયની ?–આ સર્વ તેને તેની સ્નેહભક્તિને માટે અભિવંદન આપતું હોયની એમ જણાવા લાગ્યુ; અને ગુલબદન પોતાના નિયંતાનો આવા અલભ્ય સુખની પ્રાપ્તિ માટે અંતરના ઉંડાં ઉંડાં સ્થાનોમાંથી પણ આભાર માનવા લાગી. જીવનના આખા ઇતિહાસમાં આવો બનાવ એકાદ વખતજ બને છે. તેના આગમનની આશા રાખવી અને તેને માટે ઉત્સુકજ રહ્યાં કરવું એ સુખ છે; જ્યારે તે પળ આવી પહોચે છે ત્યારે પોતાનો આત્મા તેવી સ્વર્ગિયતામાં ભાગ લઇ શકે એવો રાખે છે–અને હૃદયસાથે હૃદયનું લગ્ન માણે છે, તે પણ સુખજ છે, પરંતુ તે દિવ્યસુખની પળ આવી ગઇ પરન્તુ જતે જતે અનુભવાઇ

ભોગવાય, તેનું સ્મરણ માત્ર પણ સુખ નથી એમ કોણ કહી શકશે? ડાહ્યા ફિલસુફો ! તમારે કહેવું હોય તો ભલે કહોકે આવાં ક્ષણિક સુખ તર્ક અને સત્યનાં પ્રચંડ રવિકિરણો આગળ ઓગળતી જતી બરફના જેવી નિર્જીવ કલ્પનાઓમાં જુઠાં સ્વપ્નાં છે, પરન્તુ તે વૃથા છે. અરે ! વિશ્વમાં કોઇપણ પ્રકારનું સુખ એવું તો બતાવો, જે ચિરસ્થાઇ છે અને જેની કલ્પનાને સુવર્ણ રંગ દેવો નથી પડતો ?

" ફાઝિલ તું મને અતિપ્રિય છે. " ગુલબદન બોલી ઉઠી; કારણ અત્યારે બદુરા અને ત્હેની ડહાપણભરેલી શિખામણો તદન વિસ્મરણજ થયેલું હતું.—

"અરે ! તું મને ઘણો ઘણો વ્હાલો છે,"

તે યુવાને તેના પદ્મ જેવા નાજુક બદનને છાતી સરસું વધારે વધારે ચાંપી, તેનો આભાર માન્યો અને પહેલીજ વાર પોતાના હોઠ તેના પરવાળાં જેવા મૃદુ હોઠ સાથે ચાંપ્યા, આહ્લાદ જીવનની સ્વર્ગીય પળને અદેખાઇ આવી.

તેજ વખત બારણામાંથી નવાબે ઓરડામાં પ્રવેશ કર્યો. એલચી એકાએક માંદો થઇ જવાથી બહાદુરશાહ છુટો થયો અને ફાઝિલખાન તથા ગુલબદન પાસે ત્વરાથી પાછો આવ્યો. તેના પગલાંના અવાજે આ પ્રેમી દ્વંદ્વને પોતાના સ્વર્ગીય સ્વપ્નમાંથી જાગૃત કર્યું ગુલબદન ફાઝિલના હાથમાંથી એકદમ ચીસ પાડીને છટકી ગઈ, અને ફાઝિલખાન જાણે કે આવી સ્થિતિમાં નવાબે જોયો તેથી પણ બેદરકાર હોયની, એમ ધીમે ધીમે ઉભો થયો.

બહાદુરશાહ તેમના તરફ કેટલીક મિનિટ સુધી ક્રોધ, દિલગીર તથા હૃદયગમ નિરાશા ભરેલી મુખાકૃતિથી જોઇ રહ્યો. તેણે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો આકાશ તરફ જોયું, અને ધીમે ધીમે જાણે કાંઇ ગાઢ વિચારમાંજ લીન થયેલો હોયની, એમ દિવાનખાનામાં ચાલવા માંડયું.

"મહાન બહાદુરશાહ ! જરા મહેરબાની કરીને ઉભા રહો !" તે અમીર બોલી ઉઠયો.

નવાબ પાછો ફર્યો, અને તેની આગળ ફાઝિલખાન ગુંટણીએ પડયો. બહાદુરશાહે તેના તરફ પોતાના વિશ્વાસનો ઘાત કર્યો હોય, અને પોતાની મિત્રતાનો ખરાબ બદલો વાળ્યો હોય એવા ગુન્હેગારની પેઠે આ પત્રે

પડેલા યુવાન અહમદનગરીની તરફ શાન્ત અને ગંભીર દૃષ્ટીથી જોઇ રહ્યો.

"પરદેશી યુવાન!" તેણે સખ્ત અવાજે કહ્યું, "માફી માગવાના તારા સઘળા પ્રયત્નો વૃથાજ છે."

"માફી!" ફાઝિલખાને હિંમતથી કહ્યું, "ના મ્હારા મહેરબાન! ખુબસુરત ગુલબદનને ચહાવા માટે હું કોઇ પણ પ્રકારની માફી માગવા ઇચ્છતો નથી. એ તો જે માણસ ગુલબદન બેગમને જુવે અને ન ચહાય તેને માટે એવી માફી માગવાનું કામ તો હું રાખું છું; છતાંપણ ગુલબદનને ચહાવું એ ખરેખર જો ગુન્હો હોય, તો તે એવો ગુન્હો છે કે તેમાંથી પરમેશ્વર મને મુક્ત કરશેજ, કારણ કે તેણેજ ગુલબદનને ચહાવા લાયક બનાવી છે."

"ત્હમે આવી ત્હમારી ઘેલછા–ગાંડાઇ ભરેલી માફી ઉપર બહુ ભાર મુકતા જણાઓ છો" નવાબે તિરસ્કારથી કહ્યું, "તમે એમતો ધારતાજ હશો કે એ પણ હું ધ્યાનમાં લઉં."

ફાઝિલખાને જમીન ઉપર ઉભો થતે થતે કહ્યું, "મ્હારા સરકાર! હું એ ફરીથી કહેવાને પણ આંચકો ખાઇશ નહિ, કે મેં જે કર્યું છે તેને માટે માફીની કાંઇ પણ જરૂર નથી; હું ગુલબદનબેગમ સાથેના મ્હારા પ્રેમને માટે ક્ષમા ચહાતોજ નથી, પરન્તુ ઉલટું તેમ કરવાને માટે તમારી રજા માગું છું. બહાદુરશાહ! હું તમારી ભત્રિજીને ચહાઉં છું; અને તેની સાથે લગ્ન કરવાની માગણી કરૂં છું."

આવી અણધારેલી હિંમતવાળી માગણી સાંભળીને નવાબ ચમકયો.

"એટલું તો ખરૂંજ છે." તે અહમદનગરી યુવાને બોલવાનું પાછું શરૂ કર્યું, "કે હું અત્યારે એક અજાણ્યો, ગરીબ, અને સમશેરમાંજ દોલત રાખનાર પરદેશી છું; અને તેથી હાલતો ખંભાતના જેવી સલ્તનતમારા રાજ્યના હાકેમની ભત્રીજી અને વારસની સાથે મ્હારી નિકા પઢવાની માગણી હશી કહાડવા જેવીજ લાગશે. પરન્તુ નવાબ સાહેબ! હું આસમાનના કસમ લઇ કહું છું કે, મ્હારી તો ખાત્રીજ છે કે મહાન્ બહાદુરશાહ પોતાની પુત્રીસમાન ગુલબદનને એવા માણસોને તો આપશે નહિજ, કે જેમની પાસે ફકત જાગીરો, ઇલ્કાબો અને ખજાના છે–અગર જેઓ પોતાનામાંથી તો કીર્તિનું એક પણ કિરણ પ્રકાશિત કરવાને અશકત હોવાથી પોતાના બાપદાદાનાં માન અકરામ ઉપર થનથનાટ કરી

રહ્યા છે. હું ચોખ્ખી રીતે કબુલ કરું છું કે ગુલબદન બાનુનો હાથ મને મળે તેવું કાંઈપણ કામ મેં કર્યું નથી, પરન્તુ તેવા કોઈ પણ પ્રયત્નમાં હું ફતેહમંદ થઈશ અથવા બેહસ્તનશીન થઈશ એને હવે કાંઈ બહુ વાર લાગે તેમ નથી."

નવાબે ગુસ્સાથી પોતાનું મોં ફેરવી ત્યાંથી જવા માંડયું.

"કાકા સાહેબ! એમના ઉપર ગુસ્સે ના થાઓ," ગુલબદન બોલી; તેણે બહાદુરશાહને પોતાના બંને સ્ફટિક હાથથી રોકવાં જતાં તેને ગળે બાઝી પડી અને પોતાની આંખમાં ભરાયલા આંસુનો ઉભરો તેની છાતીમાં સંતાડયો.

"તમારે ગમે તે માગણીઓ કરવી હોય તે કરો! ફાઝિલખાને નવાબને કહેવાનું ચાલુ રાખ્યું, "ગુલબદનનો હાથ મેળવવાને તમે કહો તે કામ કરવાને હું તૈયાર છું તમારી મરજીમાં આવે તે મને કહો, પછી તે ગમે તેટલું મુશકેલ હશે તોપણ હું કરીશ. જે કામના ઇનામ તરીકે ગુલબદન બેગમ છે. તે ગમે તેટલું વિચિત્ર–ગમે તેટલું કઠિન હશે તો પણ તે મારે મનતો રમત જેવુંજ લાગશે. હું ખુદાના સોગન ખાઇને કહું છું કે, અત્યારે ખંભાત કોઇ એવીજ મહા ભયંકર દુઃખદ સ્થિતિમાં હોય, અથવા દશ હજાર ખંજરો તમારી જીંદગીની સામે ઉઘાડવામાં આવ્યાં હોય તો તે સર્વને એકા વખતે શાન્ત કરી દેવાને સમર્થ છું; ગુલબદન મારૂં ઇનામ—અને પછી ગમે તે કરોડો દુશ્મનોનાં દળ ખંભાતને ઘેરીને પડયાં હોય તોપણ હું તેમની સામે થઇને પણ ખંભાતને બચાવી શકુંજ એમ મારી તો ખાત્રી છે."

"મેં રાજ્યની ઘણા વખતથી નિમકહલાલીથી અને પ્રીતિથી નોકરી બજાવી છે,' બહાદુરશાહે કડવું મોં કરી જવાબ દીધો, મેં મારી જીંદગી કોઇપણ પ્રકારની આનાકાની કર્યા શિવાય મહા સંગ્રામોમાં ખંભાતને ખાતર ઝુકાવી છે; મેં મારૂં લોહી બેદકારીથી વ્હેવરાવ્યું છે; અને મેં તેના બદલામાં મારી જઇફ ઉમર શાન્તિ આરામમાં ગાળવાની ઇચ્છા શિવાય બીજું કાંઇ માગ્યુંજ નથી, પરન્તુ તેમાં પણ હું ઠગાયો છું મારા દિલોજાન દોસ્તો, મારા યુવાવસ્થાના મિત્રો, મહારા મહારી જીંદગીના બિરદારોને લુંટારાઓનાં ખંજરોએ મહારી પાસેથી જુલમથી પડાવી લીધા છે. ને તમે ફાઝિલખાન! જેના ઉપર મેં આટલી બધી મહેરબાની રાખી

તે તમે પણ હવે આ મારૂં બાકી રહેલું આરામ લેવાનું ઠેકાણું હવે લુંટી લીધું છે. ગુલબદન ! મને જવાબ દે; તારૂં હૃદય ફાઝિલખાનને તેં હવે ન ફરી શકે એવી રીતે અર્પી દીધું છે?”

ગુલબદનનો એક હાથ તેના કાકાના ખભા ઉપર હજી પડી રહેલો હતો; અને બીજા હાથથી તેણે ફાઝિલખાનનો હાથ પોતાના હાથમાં પકડી રાખેલો હતો. છતાં ફાઝિલખાન અસંતુષ્ટજ રહ્યો. નવાબના છેલ્લા સવાલે તેનું હૃદય વીંધી નાંખ્યું, તેનો ચહેરો ફિક્કો પડયો. અને જો કે ગુલબદને તેનો હાથ દબાવ્યો તેથી તેણે પણ એગમતો હાથ સામા દબાવ્યો પરંતુ ઘણું સંશયથી પોતાનું માથું જરાજરા હલાવ્યું અને શોકની મૃદુ નમ્રતાથી તેના મોં સામે એવી નજરથી જોઇ રહ્યો કે જાણે, તે તેના હૃદયના અંતરપટ ઉકેલવાને પ્રયત્નો કરતો હોયની ! બહાદુરશાહે ધીમે રહીને ગુલબદનનો હાથ પોતાના ખભા ઉપરથી ખશેડયો, અને પછી શોકમય તથા વિચારશીલ રહેવાથી તે દિવાનખાનામાં આમ તેમ ફરવા લાગ્યો. ગુલબદન પાસેની એક બેઠક ઉપર પડીને આસું ઢાળવા લાગી. અને ફાઝિલખાન નવાબને જાણે તેનો ઠરાવ પોતાનું ભાવિ નક્કી કરવાનો હોયની, એમ આતુરતાથી એક નજરે તેના સામુંજ જોઇ રહ્યો.

આમને આમ કેટલીક મિનિટો ચાલી ગઇ, મહેલમાં કોઇ ભયંકર શાન્તિ પ્રસરી હોય એમ જણાતું હતું; બહાદુરશાહ કોઇ મહાપ્રયાસ કરીને ઘણાજ મોટા—દૃઢ નિશ્ચય ઉપર આવતો હોય એમ જણાતું હતું આ પ્રેમી દ્વન્દ્વ આ દેખાવનો અન્ત જોવા ઇચ્છતું, છતાં ડરતું હતું; અને જેમ જેમ મિનિટો જવા લાગી તેમ તેમ તેમની આતુરતા વધતી ગઇ અને હૃદયજીવનમાં તેલ રેડાતું ગયું.

“ફાઝિલખાન !” આખરે નવાબ એક જગોએ ઉભો રહીને બોલ્યો, અને ફાઝિલખાન પણ નરમાશનાં પગલાંથી તેની તરફ વળ્યો. “યુવાન અમીર !” તેણે કહ્યું, “મેં હવે નિશ્ચય કર્યો છે; ગુલબદન તમને ચ્હાય છે અને હું પણ તેના મનની ઇચ્છાવિરૂદ્ધ ન આવું, એટલો તેને ચ્હાઉછું પરન્તુ ગુલબદન એટલી તો કિમતી છે કે પહેલીજ માગણીએ મારાથી એકદમ તેને આપી શકાય તેમ નથી. હું જેની સાથે તેને પરણાવું, તે તેની સાથે પરણવાને યોગ્ય હોવો જોઇએ. તે તેની નોકરીના બદલામાંજ મળી શકે; અને એવું કોઇ પણ કામ નથી કે જેના ઇનામ તરિકે ગુલબદન લાયક ન હોય. તમારો રાજય ઉપરનો હક હજી ઘણોજ નજીવો છે.

હાલ એક મોટી નોકરી બજાવવાની તક તમારા હાથમાં આવી છે. માણેકચંદ, દયાલસિંહ અને ખ્વાજાખાનનો ખુની--જાઓ એને અહિં લઈ આવો ! જીવતે; અથવા મુવેલો આ મહેલમાં લુંટારા અને ખુનીઓના ભયંકર સરદાર અબદુલને અહિં પકડી લાવો !"

જે જવાબના ઉપર પોતાની આવી જીંદગીના સુખ અથવા દુઃખનો આધાર હતો, તેનો છેડો આવે, આવેલો જો ! ફાઝિલખાન ચમકી ઉઠ્યો. તેને મોંયેથી રંગ ઉડી ગયો.

મારા મોટા સરદાર !" તે આખરે અચકાતો અચકાતો બોલ્યો, "તમને સંપુર્ણરીતે ખબર છે કે—"

"હા હું સારી રીતે જાણુંછું" બહાદુરશાહ વચમાં બોલી ઉઠ્યો, કે અબદુલને પકડવાનું કામ તમને સોંપુંછું તે કેટલું મુશ્કલ છે. મારે માટે તો મારે એટલું પણ કબુલ કરવું પડશે કે, હું તો કસમ લઈને કહુંછું કે, આખા ચાંચેયાઓનાં વહાણોના કાફલા બાળી મુકવા અથવા રૂમશામના * દરિયાઈકાફલામાંથી એકજ વહાણથી રસ્તો કાપી તુરકી વાવટાવાળું વહાણ હાથ કરવાનો પ્રયત્ન કરવા કરતાં આ સેતાનની સાથે દોસ્તી કરનાર અબદુલને પકડવાનો પ્રયાસ મનેતો વધારે અઘરો લાગે છે; એ દરેક ઠેકાણે હોય છે પણ જુવો તો કયાંય પણ મળવાનો નહિ, એને ઘણાએ જોયો છે પણ કોઈ ઓળખી શકતું નથી, એની હુંશિયારી અને ચાલાકીએ રાજ્યની છુપી જાસુસ મંડળી તથા નગર રક્ષકોને પણ થકવી નાખ્યા છે, એનું નામ સાંભળીને બહાદુરમાં બહાદુર ખંભાતીઓ પણ ધ્રુજે છે, અને એના ખંજરના ઝપાટામાંથી હું પણ રાજ્યાસન ઉપર છું તોપણ બચી શકુ તેમ નથી. ફાઝિલખાન ! હુ શેની અને કેટલી મોટી માગણી કરૂં છુ, તે હું જાણું છું; પણ હું શુ ઇનામ આપી શકું તેમ છું તેથી પણ અજાણ્યો નથી. તમે અચકાઓ છો ? ચુપ રહ્યા છો ? ફાઝિલખાન ! મેં તમારી કેટલાક વખતથી ધ્યાનથી પરીક્ષા કરી છે. મેં તમારામાં અલૌકિક બુદ્ધિનાં ચિન્હ જોયાં છે, અને તેથીજ તમારી પાસે આવી માગણી કરૂં છુ. ફાઝિલખાન ! જો અબદુલને કોઈ પણ માણસ જો કરી શકે તો તે તુંજ છે. હું જવાબની રાહ જોતો ઉભો છું."

ફાઝિલખાને મુંગામુંગા ઓરડામાં આમ તેમ ફર્યા કર્યું. આ કામ મહા ભયંકર સાહસરૂપજ હતું. જો અબદુલને ખબર પડે તો પછી

* કોન્સ્ટાન્ટીનોપલ.

થઇજ રહ્યું; ફાઝિલખાનના બાર વાગીજ ગયા. પણ ગુલબદનરૂપી ઇનામ! તેણે ગુલબદનની સામે એક દ્રષ્ટી નાંખી પરન્તુ તે તો મોં તકિયામાં સંતાડી ગાદી ઉપર પડી હતી, તે નવાબની પાસે ગયો.

બહાદુરશાહ—"બોલો ત્યારે, ફાઝિલખાન! તમે શો નિશ્ચય કર્યો?"

"ફાઝિલખાન—"હું જો અબદુલને જીવતો પકડી તમારે સ્વાધીન કરૂં તો તમે કસમ ખાઇ કહો છો કે ગુલબદનનું લગ્ન મારી સાથેજ કરશે?"

બહાદુરશાહ—"હા નકીજ-તમારી સાથે; પરન્તુ તે પહેલાં નહિ."

ગુલબદન—"ઓ ફાઝિલખાન! મને ફિકર રહે છે કે આનું પરિણામ ઘણુંજ ખોટું આવશે. અબદુલ એવો લુચ્ચો-એવો ભયંકર છે! તમે બહુજ સંભાળજો, કારણ જો એકજ વાર તમે તેની પાસે ગયા તો તું રાક્ષસનું ખંજર જે—"

ફાઝિલખાન—( તેને બોલતાં અટકાવીને )—"અરે! ગુલબદન! વધારે ન બોલતાં-મને સ્નેહની આશા તો રાખવા દો, મહાન બહાદુરશાહ! તમે મને વચન આપો કે અબદુલ તમારા હાથમાં આવ્યો કે પછી ગુલબદન બાનુનું લગ્ન મ્હારી સાથે કરવામાં તમે કાંઈ પણ બહાનાં નહિ કહાડો.

બહાદુરશાહ—"હા, હું સોગન ખાઇને કહું છું કે, ખંભાતનો આ મ્હોટામાં મ્હોટો દુશ્મન મ્હારા હાથમાં જીવતો અગર મુવેલો સોંપો અને પછી ગુલબદનનું તમારી સાથે લગ્ન કરવામાં આકાશ અને પૃથ્વી એક થાય તો પણ હું વાંધો કહાડવાનો નથી, અને હું મારો હાકેમીશબ્દ-મ્હારૂં નવાબી વચન આપું છું."

ફાઝિલખાને નવાબનો હાથ મુંગે મોંએ લઇ ઘણુવાર હલાવ્યો. તે ગુલબદન તરફ ફર્યો અને બોલવા જતો હતો એવામાં ગભરાયલા મનથી આમ તેમ ફરવા લાગ્યો. એવામાં સાંજના પાંચ વાગ્યા.

"વખત ઝડપથી ચાલ્યો જાય છે!" તે બોલ્યો; "હવે વધારે વાર કરવાની કાંઇપણ જરૂર નથી. ચોવીસ કલાકમાં આજ મહેલમાં આ ભયંકર ખુની અબદુલને પકડી હાજર કરીશ."

બહાદુરશાહે માથું હલાવ્યું, "જુવાન માણસ!" તેણે કહ્યું, "તમારાં વચનમાં ઓછા ખાલીવાળા શબ્દો; મને કહેવા કરતાં કરવા ઉપર વધા-

રે વિશ્વાસ બેસે છે.”

ફાઝિલખાન, (ગંભીર અને દ્રઢ)-“પરિણામ ગમે તે આવે તોપણ કાંતો હું મ્હારૂં વચન પાળીશ અથવા આ મહેલનો ઊંબર ફરીથી ઓળંગીશ નહિ. મેં તે દુષ્ટની કાંઇક નિશાનીઓ મેળવી છે અને મને તો ખાત્રીજ છે કે તમને બધાંને કાલે એકાદ હાસ્યમયરસ દેખાવ બતાવી તમારાં મન રંજન કરીશ; પછી જો હાસ્યને બદલે કરૂણા રસ ઉત્પન્ન થઇ આવે તો પરવરદિગારની ઇચ્છા પ્રમાણે થાઓ!”

બહાદુરશાહ—“યાદ રાખો કે વધારે ઉતાવળ વધારે નુકશાનકારક જ છે. તમે અત્યારે ફતેહની કાંઇક આશા હશે તે પણ ઉતાવળ અને અવિચારથી નાશ પામશે.

ફાઝિલખાન-“અવિચાર, સરકાર સાહેબ! જે મ્હારી પેઠે જીવ્યો છે, અને મ્હારા જેટલાં દુખોમાં દબાયો છે, તે અવિચાર તો કયારનોયે ભુલી જવોજ જોઇએ.

ગુલબદન—(એનો હાથ લઇને)-“તોપણ વિનંતી કરૂં છું કે તમારી શકતીનો બહુજ ગર્વ ના રાખતા. વહાલા ફાઝિલ! કાકા સાહેબ તમને ચહાય છે અને તેમની સલાહ ઘણી ડહાપણ ભરેલી છે. અબદુલના ખંજરથી સાવચેત રહેજો!”

ફાઝિલખાન—“તે ખંજરથી બચવાનો સાગમાં સારો રસ્તો એજ છે કે તે તેને વાપરવાને જરા પણ વખત આપવો નહિ; આ કામ ચોવીસ કલાકમાંજ બનશે અને જો એટલામાં વખતમાં નહિ બને તો કદી પણ બને તેવું નથી. હવે મહાન સરદાર! હું આપની રજા લઉં છું. આવતી કાલે હું આપને બતાવી શકીશ કે પ્રેમથી ન બની શકે એવી આણી દુનિયામાં કોઇ પણ વસ્તુ નથીજ.”

બહાદુરશાહ—“હા. પ્રયત્ન કરવાને; પણ સંપુર્ણ રીતે પારપાડવાને?”

ફાઝિલખાન—“એ સઘળું તો આધાર રાખે છે–” બોલતે બોલતે તે એકદમ અટકી પડ્યો; અને તેની મુખાકૃતિ ઉપરથી એ તો સ્પષ્ટજ જણાતું હતું કે જેમ જેમ તે ગુલબદનના ચહેરા તરફ વધારે વધારે જોતો હતો તેમ તેમ તેની મનોવ્યથા વધારે વધારે વધ્યે જતી હતી. તેણે અભિરાઇથી બહાદુરશાહની સાથેની વાતચીત ચાલુ રાખી.

“મહાન બહાદુરશાહ!” તેણે કહ્યું “મને નાહિંમત ન કરતા.

પરન્તુ હવે મને જોવા દો કે હું તમને વધારે હિમત અને ખાત્રી આપી શકુંછું કે નહિ. કાલે તમે આજ વખતે એક મોટી મિજલસ ભરાજો તેમાં બપોરથી ખંભાતના અમીર ઉમરાવોનાં સઘળાં સ્ત્રી પુરૂષોને આવવાનું આમંત્રણ કરજો; કારણ કે જો મારૂ કામ હું ફતેહમંદીથી કરી શકું તો તે સઘળાં મારો વિજય જોવાને હાજર રહેતો સારૂં એવી મારી ઇચ્છા છે ખાસ કરીને છુપી જાસુસ મંડળીના સઘળા ઉપરીઓને હાજર રાખજો, કારણ કે ભયંકર અબદુલ જેવો માણસ જેની સામે પ્રયાસમાં આખું ખંભાત થાકી ગયું છે તેને પકડવાનોછે અને આપની સમક્ષ હાજર કરવાનો છે."

બહાદુરશાહ—( કેટલોક વખત સુધી તેની સામે આશ્ચર્ય અને અદ્દઢતાથી જોઇ રહીને ) "બહુ સારૂં; તે સઘળા તો હાજર રહેશેજ."

ફાઝિલખાન—"મહારા સાંભળ્યા પ્રમાણે માણેકચંદના અકાળ મૃત્યુ પછી તમે મલ્લાં સાહિબખાનના ઉપર પાછી મહેરબાની રાખવા માંડી છે. તેણે તમારી ખાત્રી કરી છે કે રૂકનુદીન, રહીમખાન વગેરે ઉમરાવોની ટોળી સામેની તારી ગેરમહેરબાની અયોગ્ય હતી. મહારી છેલ્લી મુસાફરીમાં મેં આ યુવાન અમીરોનાં બહુ વખાણ સાંભળ્યાં છે અને મહારી પણ તેમની સાથે વધારે ઓળખાણ કરવાની વૃત્તિ થઇ છે માટે તેમને જો કાંઇ ખાસ કારણ ન હોય તો તેમને પણ બોલાવશો."

બહાદુરશાહ—"હા તેમ કરવામાં આવશે."

ફાઝિલખાન—"હવે ફકત એકજવાતું બાકી રહ્યું છે, જે હું ભુલી ગયો હતો. મિજલસમાં બધા આવી રહ્યા શિવાય તેનું કારણ કોઇને જણાવશો નહિ, અને પછી મહેલની આસપાસ સિપાઇઓ અને પહેરેગીરોની ટુકડીઓ ગોઠવજો, અને પછી મિજલસ જે ભાગમાં મળવાની હોય તેના બારણા આગળ પણ પહેરેગીરોનો પહેરો રાખશો તોપણ કાંઇ હરકત નથી કારણ અબદુલ એવો તો સેતાની બદમાશ છે કે તેની સામે જેટલી સાવચેતીઓ લઇએ તેટલી ઓછી. પહેરગીરોને ભરેલી બંદુકો અને ઉઘાડી તલવારોથી ફરવાનો હુકમ આપજો અને તેમને સખત તાકીદ કરશો કે હરકોઇ માણસને અંદર પેસવા દેવું પરન્તુ કોઇને પણ અંદરથી બહાર જવા દેવું નહિ."

બહાદુરશાહ—"બહુ સારૂં. તેજ પ્રમાણે કરીશું."

ફાઝિલખાન—"ઠીક ત્યારે હવે મ્હારે બીજું કાંઇ પણ કહેવાનું રહ્યું નથી, મહાન બહાદુરશાહ! સલામાલેકુમ! ગુલબદન બેગમ કાલે ? પાંચ વાગે આપણે પાછાં મળીશું અથવા આ જીંદગીમાં છેલ્લી સલામ!"

એટલા શબ્દો બોલી ફાઝિલખાન ઘણીજ ત્વરાથી ચાલતો થયો, બહાદુરશાહ વિચારમાં પડયો, અને ગુલબદને પોતાના કાકાની છાતી ઉપર માથું નાંખી રોઇ, મનનો ઉભરો ખુબ બહાર કહાડયો.

---

## પ્રકરણ ૩ જું.

### મધ્યરાતનું મંડલ.

ફતેહ ?" મુલ્લાં સાહિબખાનના મહેલમાં જ્યાં આપણા મુખ્ય કાવત્તરાંખોરો એકઠા મળેલા હતા ત્યાં પ્રવેશ કરતાં રૂકનુદ્દીન બોલી ઉઠયો; "આપણું કામ ફાંકડી રીતે ચાલ્યું જાય છે, ફાઝિલ આજ સવારે ખંભાતમાં આવ્યો અને અબ્દુલે માગેલી રકમ તેને ક્યારનીએ પહોંચી ગઇ."

સાહિબખાન—"ફાઝિલનામાંયે કાંઇ બુદ્ધિ ઓછી નથી; મહારા મનમાં તો એમ છે કે એ ભલે જીવે અને આપણા પક્ષમાં આવે તે કોઇ પણ વખત બિનસાવચેત રહેતો નથી—"

રૂકનુદ્દીન—"એવા રખડેલોએ સાવચેત રહેવુંજ જોઇએ. જેને લોકોથી ઘણું છુપાવવાનું છે. તેમણે તો સાવચેતજ રહેવું જોઇએ."

રંગીલરામ—"મ્હારા સાંભળવા પ્રમાણે ગુલબદન પણ તેની તરફ બેદરકારીથી જોતી નથી."

રૂકનુદ્દીન—"અરે, કાલ સુધી જરા રાહ જુવો; અને પછી એની મરજી હોય તો ભલેને સેતાન અને તેનીએ દાદીની સાથે પ્યારમાં પડે, એમાં કાંઇ આપણી હરકત નથી. અત્યાર સુધીમાં તો કયારનું અબ્દુલનું ખંજર એને ભેટી પડયું હશે."

રહીમખાન "આ અહમદનગરી ફાઝિલ બાબત મેં ઘણીયે તપાસ કરી પણ કાંઇજ અહમદનગરમાંથી પણ માલુમ પડતું નથી, એ બહુ નવાઇ જેવું છે. મારા કાગળોમાંથી એટલુંજ મળી આવે છે કે એવું કોઇક કુટુંબ પહેલાં હતું પણ તેનો છેલ્લો અમીર બિનવારસ મરી ગયે પણ પંદર વીસ વર્ષ થઇ ગયાં અને કદાચ કોઇ તેના દુરના સગાંમાંનું જીવતું હશે તો તેની અહમદનગરના રાજ્યમાં કાંઇ ખબર નથી કારણ કે તેની જાગીરો સરકારમાં

જે જપ્ત થઇ તેમના ઉપર હક કરવા કોઇ હજુ સુધી આવ્યું હોય એમ સાંભળ્યું નથી."

સાહિબખાન—"તમને બધાને મિજલસમાં બોલાવ્યા છે કે ?"

— રહીમખાન—" હા. અમને બધાયને."

સાહિબખાન—"ઠીક, ત્યારે તો ત્રિપુટી દૂર થયા પછી જરા મ્હારી બલામણની નવાબ ઉપર અસર થઇ લાગે છે ખરી. આજે વળી પાછી બેઠક છે. બહાદુરનો હજુર એમ કહેતો હતો ખરૂંના ?"

રંગીલરામ—"હા. એમજ કહ્યું હતું."

દોલતચંદ—" એમાં કાંઇ કપટ તો નહિ હોય ? ભલા ભગવાન ! જો એને આપણા કાવતરાની જરા પણ ખબર પડે તો !–મ્હારા તો દાંત પણ કકડે છે."

સાહિબખાન—" છટ ! આપણી ખટપટની તેને શા રીતે ખબર એમ બનવું તદન અસંભવિતજ છે."

દોલતચંદ—' અસંભવિત ? ખંભાતનો એકે એક રખડેલ, ખિસ્સાંકાતરૂ અને ગળાંકાતરૂ આપણી નોકરીમાં રાખવામાં આવ્યો છે અને તેથી નવાબને તેની કાંઇક ચેતવણી અગર નિશાની મળી જાય એમાં કાંઇ નવાઇ જેવું છે ? આપણો ભેદ એટલા બધાં માણસો જાણે છે કે હજુ સુધી તેને તેની ખબર પડી નથી એજ નવાઇની વાત છે ?"

રહીમખાન—"ભલો માણસ છે તો ! દીવો લઇને ફરનાર માણસ તો અંધારામાંજ રહે છે. શીંગડાં પહેરનાર માણસ શિવાય બીજાં બધાં મનુષ્યો તે જોઇ શકે છે. પરન્તુ મ્હારે પણ કબુલતો કરવુંજ પડશે કે આપણી સર્વ ધારણાઓ પાર પાડવામાં હવે ઢીલ કરવાની જરૂર નથી; કારણ નજીવી વસ્તુઓથી પણ આપણે વખતે પકડાઇ જઇએ.

રંગીલરામ—" દોસ્ત ! તમે ખરૂં કહો છો; હવે બધી વસ્તુઓ તૈયાર છે. ફકત લા કરવાનીજ વાર છે."

રૂકનુદીન—"ખરે, કંટાળેલા લોકો જે આપણી તરફ છે તે આપણે જો આજ રાત્રે આપણી યુકિતઓને અમલમાં લાવીએ તો બહુ, રાજી થાય, આમને આમ વાર કર્યાજ કરો અને ધીમે ધીમે તેમનો બહાદુર ઉપરનો ગુસ્સો ઓછો થઇ જશે, અને તે આપણને મદદ કરવાને નાલાયક થઇ જશે."

રહીમખાન—"ચાલો ત્યારે હવે આપણે બાજી શરૂ કરી દઇએ; અને તેનું શુભ મુહૂર્ત કાલેજ રાખો નવાબનેજ મ્હારા હાથમાંજ રહેવા દો. હું મ્હારી કટાર મુઠસુધી તેના પેટમાં ખોશી દઇશ અને પછી ગમે તે થાઓ પણ બેમાંની એક વાત તો થવાનીજઃ—કાંતો આપણે બધું ઉથલ પાથલ કરી નાંખી આ બધી તરદી અને આફતમાંથી ઉતરી જઇશું અથવા તો સઢ ખુલ્લા મુકી દઇને વેગાસર બીજી દુનિયાં તરફ સાથેજ સ્વારી કરવા મંડી પડીશું."

રૂકનુદીન—"દોસ્ત! આપણે નવાબની મિજલસમાં હથિયાર બંધજ જવું."

સાહિબખાન—"છુપી જાસુસ મંડળીના સઘળા અમલદારોને હાજર રાખ્યાં છે.—"

રંગીલરામ—"ત્યારે તેમને છો એક એકને સાફ કરી નાંખવા!"

દોલતચંદ—"અરે? હા હમણાં વાતો કરવી ઠીક લાગે છે પણ તે વખત ખબર પડશે? વખતે આપણે માટેજ એ સઘળી ગોઠવણ થઇ હોય તો?"

રંગીલરામ—"હેં? છટ બાવલા? તું તો હમ્મેશનોજ બીકણું બિલાડી રહેવાનો? તારે ઘેર રહેવું હોય તો તારી નમાલી જીંદગી બચાવજે પણ જો આપણું કાવતરૂં ફતેહ પામે છે તો પછી જોજે કે, તેં જે નાણું ધીર્યું છે, તેમાંથી રાતી બદામ પણ તને કેવી મળે છે? જા ઘેર રહેવું હોય તો ઘેર રહેજે પણ પછીથી પૈસા લેવાને તારૂં કાળું મોં બતાવતો ના?"

દોલતચંદ—"રંગીલરામ? તમે ભુલ કરો છો. તમે મ્હારા વિષે આમ ધારીને મ્હારૂં અપમાન કરો છો. મ્હારી હિમ્મતની ખાત્રી કરવી હોય તો આપડી તલવારો? આવો ખેંચો મ્હારી સામે હું તમારા સઘળાના જેટલોજ બહાદુર છું, પણ પ્રભુની કૃપાથી તમારા જેવો આગનો ભભુકો નથી."

સાહિબખાન—"અરે એમ ધારો કે આપણું ધાર્યું ન થયું—ધાર્યા પાસા ન પડયા; તોપણ બહાદુર એકવાર જ્યાં મૃત્યુ પામ્યો કે પછી લોકોને જેમ બુમો પાડવી હોય તેમ પાડવા દોને? આપણી પાસે ખલીફાની

× પરવાનગી અને મંજુરી ક્યાં નથી ? ”

રહીમખાન—“ હેં, ખલિફાની ? તે શું આપણી તરફજ છે ? ”

સાકિબખાન—( તેની તરફ એક કાગળ ફેંકીને )—આ રે......... લ્યો વાંચો ખલીફા આપણને મદદ કરશેજ. કારણ કે બહાદુરે તેની ધર્માધ્યક્ષ તરીકે સત્તાનો અનાદર કર્યો છે, અને આપણે તે ફરીથી સ્થાપિત કરવાના છીએ. દોલતચંદ ! હવે મહેરબાની કરીને નકામી શંકાઓ ઉભી ન કર્યાં કરો; કારણ કે હવે આપણે રહીમખાનની દરખાસ્ત પ્રમાણે એકદમ કામ કરવાનું છે. આપણા મળતીઆઓને હવે રૂકનુદીનને મહેલે બોલાવી જોઇતાં હથિયાર આપવાનાં છે. આવતી કાલની મધ્યરાતનો ડંકો થાય કે તરત તેણે નવાબની બેઠકમાંથી છટકી જઇ, હથિયાર ખાનાનો કબજો લઇ લેવો. હકીમખાન જે ત્યાંનો ઉપરી છે તે આપણા પક્ષનો છે. અને એકદમ આપણે માટે દરવાજા ખુલ્લા મુકી દેશે. ”

રંગીલરામ—“ અને વહાણોનો સરદાર ખુશરૂબેગ જ્યાં ગરબડ અથવા અવાજ સાંભળશે કે તરત પોતાનાં માણસો લઇ આપણી મદદે ઉતરી આવશે. ”

રૂકનુદીન—“આહા ! ખરેખર, આપણી ફતેહ તો નકીજ છે. ”

રહીમખાન—“આપણે હવે કરવાનું એટલુંજ છે કે જેમ બને તેમ બધારે ગરબડ મચાવી મુકવી. આપણા દુષ્મનોને ખબરજ ન પડે કે દોસ્ત કોણ છે અને શત્રુ કોણ છે અને આપણી ટોળી શિવાય આ શું થાય છે, કોણ કરે છે અને શા માટે થાય છે, તેની કોઇને ખબર પણ પડવા દેવી નહિ.

રૂકનુદીન—“અલ્લાહના કસમ ! જેમ જેમ કામ કરવાનું પાસે આવતું જોય છે તેમ તેમ હું તો ખરેખરો ખુશી જ થતો જાઉં છું ! ”

રંગીલરામ—“ આપણે આપણી ટોળીવાળાઓને ઓળખવાનાં નિશાન–ધોળાં ફુલ, રૂકનુદીન ! તમે બધે વહેંચી દીધાં છે ? ”

રૂકનુદીન—“ હા અરે. એને તો કેટલાએ દિવસ થઇ ગયા. ”

રહીમખાન—“થયું ત્યારે. હવે તે વિષય ઉપર વધારે ભાંજગડ

× પેગમ્બર મહમ્મદનો વાસ બગદાદમાં રહેતો હતો. બગદાદ તુટયા પછી પણ તે આખા મુસલમાની ધર્મનો નામનો ધર્માધ્યક્ષ તો હતોજ.

કરવાની જરૂર નથી. આવો, દોસ્તો! પ્યાલા ભરો. આપણું કામ પુરૂં થયા પછીજ હવે તો મળીશું, તે પહેલાં નહિ."

દોલતચંદ—" પરન્તુ મને લાગે છે, કે આપણે હજી પણ એ બાબત શાન્તપણે વિચાર કરવાની બહુજ જરૂર છે."

રહીમખાન—" છટ ! બળવા અને ફિતુરને વિચાર અને ડહાપણની સાથે કાંઇ પણ લેવા દેવા નથી; નિરાશા અને અવિચારીપણું એજ આવાં કામોમાં આપણાં દોસ્ત થવાને વધારે યોગ્ય છે. એકવાર કામ શરૂ થઇ ગયું; ખંભાતનું એવી રીતે ઉથલપાથલ કરી નાંખ્યું કે કોઇ શેઠ નોકર અથવા રાજ્યબંધારણ એક વાર રાજા પ્રજાને ઓળખી જશે કે નહિ; કે પછી વિચાર અને ડહાપણની જરૂર, આપણને તે ગરબડ કેટલે સુધી જવા દેવી તેની તપાસ કરવા માટે પડશે. ચાલો, ચાલો, યારો! પ્યાલા-ઉડાવો! કાલે જ આપણને મિજબાની આપીને નવાબ પોતાનું નિકંદન વાળવાજ આપણને બોલાવે છે, એ જ્યારે મને સાંભરે છે ત્યારે તો તેની મુર્ખામી ઉપર જરા પણ હસવું આવ્યા વિના રહેતું નથી."

રૂકનુદીન—" અને ફાઝિલખાનની બાબત તો—"

ફાઝિલને તો હું કબરમાંજ સુતેલો જોઉં છું; પણ આપણે કાલ નવાબની મિજલસમાં જતા પહેલાં અબદુલની સાથે એકાદવાર મેળાપ થાય તો સારૂં."

રહીમખામ—"ભલે એ કામ અમે તમનેજ સોંપીએ છીએ હ્યો ત્યારે! અબદુલ ઘણું જીવો!"

સઘળા—" અબદુલ ઘણું જીવો!"

સાહિબખાન—" અને આપણું કાલનું કામ ફતેહ પામો!"

દોલતચંદ—" આમીન!"

રૂકનુદીન—" આ શરાબ બહુ મીઠો લાગે છે; અને દરેક ચહેરો ફક્કડ લાગે છે. પરન્તુ અડતાળીસ કલાક પછી આપણે તેવાને તેવાજ રહીશું? " આપણે હસતા છુટા પડીએ છીએ: પરન્તુ બે રાત પછી આમ હસતા મળીશું ? હશે! ફિકર નહિ. !"

---

# પ્રકરણ ૪ થું.

## છેલ્લો દિવસ.

ઇસ્વીસનના નવમા સૈકાની શરૂઆતમાંજ, ( અણહીલપુરના ચાવડા વંશના રાજા યોગરાજના સમકાલીન ) દક્ષિણ ગુજરાત રાષ્ટ્રકૂટ નૃપતિ ત્રીજા ગોવિન્દના વખતમાં સ્તંભ નામના એક ન્હાનકડા રાજાના નામ ઉપરથી ગમ્ભૂત બંદરનું નામ સ્તંભતીર્થ પડયું. ત્યાર પછી ખંભાતને, ગુજરાતનો ઇતિહાસ સોલંકી સિદ્ધરાજ જયસિંહથી ન્હાસતા ભાગતા અને હેમાચાર્યનો આશ્રય પામેલા ( પાછળથી ગુજરાતના રાજા ) કુમારપાળના ગુપ્ત રહેઠાણ તરીકે સ્મરે છે; તથા ગાદીએ આવ્યા પછી મહારાજા કુમારપાળ તેજ સ્થળે જૈનધર્મની શિક્ષા લેછે અને દેવસ્થાનો બંધાવે છે તથા સમરાવે છે વગેરે આલેખી, ત્હેનું ઉપકાર વૃત્તિથી વર્ણન કરે છે. અને ગુજરાતના છેલ્લા રજપુત રાજા કરણવાઘેલાનો પરાજય થયા પછી, દિલ્હી સાર્વભૌમ ઇસ્લામી સુલતાન અલ્લાહ–ઉદ–દીનનો એક નસરત ખાન નામનો સરદાર ખંભાત લૂંટે છે, જયાંથી કાફુર 'હજાર દિનારી' ( હજાર દિનાર આપીને ખરીદ કરેલો ગુલામ, ) જે આગળ જતાં આખા હિન્દુસ્થાનની સલ્તનતની લગામો હસ્તગત કરે છે ત્હેના પકડાયાની વાત કહી, હિન્દુઓની રાજ્યને છેલ્લી સલામ કરે છે !

મુસલમાનોનો વખત પણ ખંભાતને માટે પોતાના ઇતિહાસમાં વારંવાર જગો કરતો જણાય છે; પરન્તુ ત્હેમાં તથા મરાઠાઓના વખતમાં પણ તે બંદરનું સ્મરણ ઘણું ખરૂં ત્હેમાંથી મળી આવતી અસંખ્ય લુંટને લીધેજ થાય છે. બહાદુરશાહના રાજ્ય જેવા થોડાજ પ્રસંગો ત્હેને શાન્ત સમૃદ્ધ તથા સ્વતંત્ર રહેતા દઇ શકે છે. ગુજરાતના સુલતાનોનું સામિપ્ય ત્હેને આ પ્રમાણે ત્હેની સ્વતંત્રતામાં હાનીકારક થઇ પડયા છતાં, ત્હેનો વિસ્તાર તથા પેલો અહમદાબાદનું તે બંદર હતું ત્હેને લીધેજ વૃદ્ધિ પામ્યો હતો. આટલુંજ અને આવું આવું અસંબદ્ધજ આપણે આપણા દેશના એક મુખ્ય બંદર, શ્રીમાન્ શહેર, તથા પ્રસિદ્ધ નગર વિષે જાણી શકીએ છીએ એ અતિશોચનીય નથી ?

પરન્તુ આપણા ઇતિહાસ લેખકો કરતાં પણ વધારે અને આધાર રાખી શકાય એવી ખબર આપણને પરદેશી મુસાફરોનાં લખાણો ઉપરથી મળી શકી છે.

અલમસૂદી લખે છે કે 'ખંભાતનું નામ બગદાદમાં (પણ) ઘણું વિખ્યાત હતું, અને ત્યાંના જોડા ઘણા પંકાતા તથા વપરાતા હતા.' તે કહે

છે કે, ત્યાં કોઇ બાનીયા નામનો બ્રાહ્મણ ( માલખેતના બલ્હાર નરાધિપતીના દિવાન અથવા સુબા તરીકે ) રાજ્ય કરતો હતો જે મુસલમાનો તથા બીજા પરદેશીઓની સાથે ઘણીજ સારી રીતે વર્તતો.' તે ખંભાતનો અખાત નાઇલ, યુફ્રેટિસ અને તિગ્રીસ નદીઓનાં મુખ કરતાં વધારે વિશાળ હતો એમ લખે છે અને અખાતને બંને કાંઠે આવેલાં સુંદર ગામડાં, મનોહર જાગીરો, તથા ખુશનુમાં બાગબગીચા આવેલા હોવાથી ખંભાત વધારે સુશોભિત લાગતું હતું એમ ઉત્સાહથી કહે છે. પોપટ, મોર, અને હિન્દુસ્થાનનાં અનેક અનેક પક્ષિઓ ત્હેની ઉદ્યાનકુંજોમાં મળી આવતાં. ઇબ્નીહૌકલ અને અલ ઇદ્રીસી, એ બંને મુસાફર લેખકો ત્હેને હિંદુસ્થાનનાં મુખ્ય શહેરોમાં ગણે છે, અને સારૂ દરિયાઇ લશ્કર તથા વહાણોના કાફલાઓ રાખવાનું તે સ્થાન હતું એમ લખે છે. ત્હેના રાજ્યને તાબે પિરમ વગેરે કેટલાક બેટ હતા, અને ગુજરાતના બંદરોમાં તે પણ એક મુખ્ય હતું. તાઝીયત–અલ–અમસારનો કર્તા અબદુલ્લાહ વસ્સાફ લખે છે કે, ગુજરાતને પરદેશીઓ ખંભાત નામથીજ ઓળખતા હતા. અને ત્યાં વર્ષમાં બબે વાર લીલી દ્રાક્ષનો પાક ઉત્પન્ન થતો હતો.

ત્યાં વ્યાપાર પણ ઘણોજ બહોળો અને વિવિધ પ્રકારનો ચાલતો હતો. ઇ. સ. ૧૧૫૪ થી ૧૧૮૯ સુધીમાં ખંભાત અને બીજાં કેટલાંક બંદરોમાં થઇ એક ક્રોડ અને દસલાખ રૂપિયાની કિમ્મતના તો એકલા દસ હજાર ઘોડાજ વેચાયા હતા; અને તેમાંનો મોટો ભાગ ખંભાતેજ લીધો હતો. બારબોસા ઘણાજ ઉત્સાહથી ખંભાતની ખુબસુરતી, સમૃદ્ધિ અને વિસ્તારનું વર્ણન કરે છે અને તેને પંદરમાં તથા સોળમાં સૈકાનાં બીજા યુરોપીયન પ્રવાશીઓનાં લખાણો ઉપરથી ઘણોજ સારો ટેકો મળે છે નિકોલો ડીકોન્ટી લખે છે કે તે પરાંની સાથે બાર માઇલના ઘેરાવામાં વિસ્તરાયલું હતું, અને નાના પ્રકારના વ્યાપારનું સ્થાન હતું; એથેનેસિયસ નિકોટિન અને વર્થેમા નામના પ્રવાસીઓ પણ ત્હેને ટેકો આપે છે અને તેનાં રેશમી કાપડ વગેરેનાં બહુ વખાણ કરે છે. ત્હેના બારામાંથી વહાણો આખા હિન્દુસ્થાન તથા આફ્રિકાની સાથે વ્યાપાર કરવાને ઉપડી જતાં. ટેરી પોતાની 'મુસાફરી'માં લખે છે કે ખંભાત રાતાસમુદ્ર સાથે પણ વ્યાપારી સંબંધ રાખતું હતું. ત્હેના કોટ કિલ્લાનું વર્ણન પણ એક લેખકે સારી રીતે કરેલું છે.

ઇ. સ. ૧૬૬૪ માં ખંભાત પ્રસિદ્ધ સુરત બંદર ( જેમાંથી તેજ સાલમાં શિવાજી લુંટીને અઢળક પૈસો લઇ ગયો હતો ) તેના કરતાં પ-

ણુ બમણું મ્હોટું હતું, એમ માલમ પડી આવે છે. આ ઉપરાંત છેક સત્તરમા સૈકા સુધીના મુસાફરો પણ ત્હેની ઘણીજ પ્રસંશા કર્યા વિના રહેતા નથી, તે પછી ત્હેની પડતી થવા માંડી; મરાઠાઓની લુંટફાટ મુસલમાનો રોકી શક્યા નહિ; અને પરિણામ એ આવ્યું કે ત્હેનો વ્યાપાર પાયમાલ થઇ ગયો. તથા ઉદયાસ્તના ચક્ર ઉપર રમતી વિચિત્રતાના દૈવ દુર્વિયોગ ( irnoy of fate ) ને લીધે ખંભાતનો અખાત પણ જે સમરાવવાને—ચોખ્ખો, ખુલ્લો રાખવાને જે પ્રયત્નો ત્હેની સમૃદ્ધિના કાળમાં થયા કરતા હતા તે હવે ભૂલાઇ ગયા; અખાત પુરાઇ જવા માંડયો; સુરત ગુજરાતનું મુખ્ય બંદર થયું; અને ખંભાતના બારામાંથી વહાણો હમ્મેશાને માટે અદૃશ્ય થયાં ! *

ખંભાતની ઉષા જાગૃત થઇ ત્યારે આનન્દમય અને રમણીય હતી. અને જાણે તે દિવસે કાંઇજ અદ્‌ભૂત અવનવાનું બનવાનું નથી એમ તેને જોતાં વાંતજ હરકોઇ મનુષ્ય પણ કહી શકત; પરન્તુ ખંભાતની સ્થાપનના દિવસથી તે અત્યાર સુધી આના કરતાં વધારે ઉપયોગી દિવસ કદી પણ ઉગેલો નહોતો. દુનિયામાં મ્હોટા ધરતીકંપો થવાના દિવસોનાં પ્રભાતોનું કૃત્રિમ મનોહરત્વ લાલિત્ય અહિં પણ દૃષ્યમાન્ થતું હતું; અને શીતળ સમીર–નંદન સૂર્યોદય તથા કલાન્તિ રહિત સ્હવાર, એ સર્વ નિઃસંશય મ્હોટા વિદ્વાન ફિલસુફોને પણ ભ્રાન્તિમાં નાંખે એવાંજ હતાં !

રાજમહેલનાં માણુસો કયારનાયે જાગૃત થઇ પોતપોતાને કામે લાગી ગયેલાં હતાં અસ્વસ્થ બહાદુરશાહે પોતાના અનિદ્રાશાલી પલંગનો અરૂણનાં પ્રથમ કિરણોનાં દર્શન થતાંજ ત્યાગ કર્યો હતો. ગુલબદને આખી રાત્રિ ફાઝિલખાનનાં સ્વપ્નામાંજ ગાળી હતી, અને નિદ્રા ઉડી ગયા પછી પણ અત્યારે તે અર્દ્ધનિદ્રિત સ્થિતિમાં ત્હેનાજ સ્વપ્નમાં લીન થઇને બેઠી હતી. બદુરાના હૃદયની ગુલબદન માટેની ચિન્તાઓએ તેની નિદ્રાને ન્હસાડી મુકી હતી; કારણ કે તે ગુલબદનને પોતાની પુત્રી કરતાં પણ વધારે વ્હાલથી ચ્હાતી હતી અને જાણુતી હતી કે કાલના દિવસનું પરિણામ તેના જીવનસુખની પરિસીમા બતા-

---

* ખંભાતના પૂર્વ ઇતિહાસની આ પુનઃ સ્મૃતી, વખતે વાંચકોને આ સ્થાને અયોગ્ય, અરૂચિકર લાગશે; પરન્તુ આ તેના મધ્યકાલીન ઇતિહાસની કથામાં આપણુને હાલ અસંભવિત એવા દેખાવો–ચિત્રો–તથા વર્ણનો આવ્યાં છે, જેમના બચાવમાં પણુ–તે પ્રમાણે કરવું આવશ્ય હતું એમ લેખકને સંપૂર્ણ રીતે જણાયાથીજ આ પ્રયાસ થયેલો છે.

વશે અથવા તો તેને અનન્ત દુઃખોદધિમાં ડુબાવી દેશે. થોડાક વખત સુધી ગુલબદન અસાધારણ હર્ષમાં હોયની એમ દેખાતી હતી; તે પોતાની વીણા ઉપર આનન્દનાં ગીતોને રમાડવા લાગી અને બદુરાને આટલી બધી શોકમય દેખાવા માટે તેની મશ્કરીઓ કરતી હતી પરન્તુ જેમ જેમ મધ્યાન્હનનો સૂર્ય ચ્હડતો ગયો, તેમ તેમ ત્હેનો આ કૃત્રિમ આનન્દ પડતો ગયો. તેણે વીણા ફેંકી દીધી અને ગભરાયલી હોય એમ આમ તેમ આખા મહેલમાં ફરવા માંડયું. પ્રત્યેક નવી પળ ત્હેના હૃદયને નવી નવી ધાસ્તીઓ આપ્યે જતી હતી અને થોડા વખત પછી બનવાના બનાવની વધ્યે જતી સમિપતા વધારે વધારે દુઃખદ થતી ચાલી.

ખંભાતના સર્વ પ્રસિદ્ધ ગૃહસ્થો, માનવન્તા સરદારો, અને કીર્તિવન્ત અમીર ઉમરાવો રાજમંદિરમાં ક્યારનાયે એકઠા થઇ ગયેલા હતા; જે વખતની અત્યંત ધાસ્તી ગુલબદનના હૃદયમાં નિરંતર રહ્યા કરતી હતી, તે પણ આવી પહોંચ્યો; અને મ્હોટો દરબાર મંડપ–દિવાનખાનું જ્યાં રાજ્યનો દરેક મ્હોટો માણસ તથા દરેક ખુબસુરત સુન્દરી તેની ઘણીજ આતુરતાથી વાટ જોઇ રહ્યાં હતાં, ત્યાં ગુલબદનને લઇને બદુરાને જવાનો નવાબે હુકમ કર્યો.

ગુલબદન ઘુંટણીએ પડી ઉંચી દૃષ્ટિ રાખી તથા હાથ જોડી બોલી, " ઓ ખુદા ! અમારા ઉપર મ્હેર કર ! અને આજનો દિવસ સુખકારક નીવડે એમ કરજે ! "

જે સ્થાને તેણે ફાઝિલખાનનો પ્રેમ સ્વીકાર્યો હતો તથા ત્હેની આગળ પોતાને હૃદયપટ ખોલી નાંખ્યો હતો, અને જ્યાં ફાઝિલખાને ત્હેને માટે પોતાની જીંદગી પણ જોખમમાં નાંખવાનું માથે લીધું હતું—તેજ દિવાનખાનામાં મૃત શરીરની ફિક્કાશવાળા ચ્હેરાથી તેણે પ્રવેશ કર્યો.

મિજલસ ભવ્ય અને દબદબા ભરેલી હતી; પરન્તુ વાતચીત રમુજી અને ખુશકારક હતી. હિન્દુસ્થાન અને ઇરાન તથા તુર્કસ્તાનની રાજખટપટો તથા જુદા જુદા પ્રકારના દુનિયામાં સર્વ સ્થળે બનેલા બનાવોની ઠેકાણે ઠેકાણે વાતો તથા ગપ્પાં ચાલ્યા કરતાં હતાં મુલ્લાં સાહિબખાન અને રહીમખાન, નવાબની સાથે કાંઇ ગુપચુપ વાતચીત–ગુફ્તેગો' કરવામાં રોકાયલા હતા, અને દોલતચંદ ફકરુદ્દીન તથા રંગીલરામ એક ખુણે ઉભા ઉભા મધ્ય રાત્રિએ ઉભી થવાની ખટપટની સામગ્રી કર્યા કરતા હતા.

આકાશ હવે શ્યામ અને તોફાની વાદળાંઓથી ભરપુર થવા

લાગ્યું હતું. પવન અખાતની ખાડીઓમાં થઇને સુસવાટા કરતો આમતેમ દોડતો અને ખડખડ હસતો હતો ધીમે ધીમે વરસાદનાં મોટાં ફોરાં ગાજ વીજના તોફાન સાથે ગંભીર ધ્વની કરી રહ્યાં હતાં અને કોઇ આવસ્મીક તોફાને ખંભાત એકદમ ઘેરી લીધું હોયના એમ જણાતું હતું દરિયાનાં પાણી વાંસ વાંસ ઉછળતાં હતાં અને કોઇ ભયંકર આફત શહેરને માથે આવવાની હોય અથવા આવી હોયની, એવી સુચના આ મહા ઝંઝાવાત-માં જોઇ મૃદુ ખંભાતીઓનાં હૃદયો ધ્રુજ્યા કરતાં હતાં,

ચાર વાગ્યા. ગુલબદનના ફિકા ગાલ, હજુ પણ વધારે ફિકા બનતા ગયા બહાદુરશાહે પોતાના ચોપદારના કાનમાં કાંઇક સુચના કરી; અને થોડી વારમાં હથિયારબંધ માણસો જાણે રાજમહેલને ઘેરી લેતાં હોયની એમ જણાવા માંડયું અને બહાર થતા હથિયારોના ખખડાટથી તેની ખાત્રી થઇ.

એકદમ આખા મંડળમાં ચુપકીદી પ્રસરી-મૌનનું સામ્રાજ્ય દૃષ્ટિગોચર થયું. યુવકો અને યૌવનાઓ પોતાની રસિક વાતો અથવા પ્રેમ આલાપો અને વૃદ્ધ સભાસદો તથા અમલદાર મંડળ પોતાની રાજખટપટ વાતો કરતે કરતે એકદમ સાથેજ ચુપ થઇ ગયાં. દરેક મનુષ્ય આસપાસ જોવા લાગ્યું; અને એક બીજાને આંખોથી 'આ શું થાય છે ?' એ પુછવા લાગ્યું.

નવાબ ધીમે ધીમે મધ્યમાં આવી ઉભો. દરેક મનુષ્યની દૃષ્ટિ તેના ઉપરજ ચોટી રહેલી હતી. કાવતરાંખોરોનાં હૃદયો છાતી ફાડી નાંખે એવા ધબકારા કરવા લાગ્યાં, તેમની મુખમુદ્રા શિથિલ અને શ્વેત થઇ ગઇ.

" બિરાદરો ! ભાઇઓ ! ગભરાશો નહિં, " તેણે કહ્યું આવી અસાધારણ સાવચેતી લેવાને લીધે જરા પણ બીશો નહિ ! આપ સર્વના આનંદનો ભંગ કરે એવું તો એમાં કાંઇ છેજ નહિ. દિવાન માણેકચંદ તથા મારા નિમકહલાલ સલાહકારો દયાલસિંહ અને ખ્વાઝાખાનનું ખુન કરનાર તથા જે દુષ્ટના ખંજરનો ભોગ મારો પ્રસિદ્ધ પરોણો સરદાર ખિજરખાન પણ વિના કારણ થઇ પડયો હતો તે ખુની અબદુલના નામથી તો તમે કોઇ અજાણ્યા છોજ નહિ. આ બદમાસ જે ખંભાતના દરેક પ્રમાણિક માણસને બદદુવા દેવાનું કારણ પડયો છે, જેને કાંઇ પણ વસ્તુ પવિત્ર અથવા પાક છેજ નહિ. અને જેણે અત્યાર સુધીમાં આખા રાજ્યની સામે ટક્કર લીધા કરી છે તે દુષ્ટ આ દોઝખનો સેતાન થોડા વખતમાં ઘણુ કરીને તમારી સમક્ષ ઉભો થયેલો તમે જોશો. "

સઘળા ( આશ્ચર્યથી )-" અબદુલ ! હે ખુની અબદુલ ? "

સાહિબખાન-" પોતાની મેળે ! "

બહાદુરશાહ—" ના. ખરૂં કહેવડાવો તો પોતાની મેળે તો નહિં જ-પરન્તુ અહમદનગરી ફાઝિલખાને ગમે તેમ થાય તો પણ અબદુલને પકડીને અહિં આણવાનું માથે લઇ, રાજ્યની આવી અનુપમ સેવા જીવના જોખમે પણ કરવાનું સ્વીકાર્યું છે, "

એક અમીર—" મને તો લાગે છે કે એ કામ કરવું અમને બહુજ મુશ્કેલ થઇ પડશે. હું તો ધારૂં છું કે ફાઝિલખાન એ વચન પાળી શકશેજ નહિ. "

બીજો અમીર,—પણ જો તે પોતાનું વચન પાળીજ શકે તો પછી ફાઝિલખાનનો ખંભાત ઉપર એટલો મોટો આભાર થશે કે તેનો બદલો પણ નહિ મળે "

ત્રીજો અમીર—" ખરે, જો તેમ થાયતો આપણે સઘળા તેમના મહાન ઉપકાર તળે આવવાનાજ; અને એવા મોટા ઓભારનો બદલો શું વાળવો તે પણ મને તો જડતો નથી. ખરે ખરે ! આ તેમનું કામ આ રાજ્યને એક મોટી આફતમાંથી અને વિનાશમાંથી બચાવવાના જેવુંજછે. "

બહાદુરશાહ.—તે મારૂં કામ છે તેમના કામનો બદલો વાળવાને હું તૈયાર છું. જો તેમનાથી પોતાનું વચન પાળી શકાય તો ફાઝિલખાન મારી ભત્રિજી સાથે લગ્ન કરવાની માગણી કરે છે; અને હું પણ તે કબુલ રાખવાને તત્પર છુ હા. ગુલબદનજ તેના બદલારૂપ થશે. "

સઘળાં મનુષ્યો એક બીજાની સામાં જોવા લાગ્યાં; કેટલાક ખરેખરા આનંદ અને હૃદયપૂર્ણ આભારથી હર્ષિત થયેલા જણાતા હતાં અને કેટલાક ઇર્ષ્યા તથા હરીફાઇની દુઃખદ લાગણીઓથી ચ્હીડાયલા દૃષ્ટિગોચર થતા હતા.

રંગીલરામ ( ધીમેથી )—"રૂકનુદીન ! આનુ શું પારણામ આવશે તે સમજાય છે ? "

દોલતચંદ—"મારા જીવના સમ ? એ વિચારજ મને તો પીપળાના પાંદડાની પેઠે ધ્રુજાવ્યાં કરે છે. "

રૂકનુદ્દીન ( તિરસ્કારથી મોં મલકાવીને )—" ખરેખર ? અબદુલ વળી હાથમાં આવે એવોજ છે તો ? "

રહીમખાન—"મહેરબાનો ? તમારામાંથી કોઇ કહી શકે એમ છે કે તેણે અબદુલને નજરો નજર જોયો છે ? " કેટલાક ઉમરાવો. ( સાથેજ ) "ના, ના. કદી નહિ. "

એક અમીર—' અરે, એતો એક જાતના ભુત જેવોછે; જ્યારે આપણુને એની સહુથી થોડી જરૂર હોય છે ત્યારે પ્હેલોજ આવીને ખડો થાયછે. "

ગુલબદન—"મેં તેને ફક્ત એક વખત જોયો હતો; પરન્તુ હું તો રાક્ષસને કદી પણ ભુલી જવાની નથી.

બહાદુર—"અને મારી તેની સાથે થયેલી મુલાકાત તો એટલી બધી મશહુર છે કે મારે એક અક્ષર પણ બોલવની જરૂર રહેતી નથી.

દોલતચંદ—" મેં એ દુષ્ટ વિષે અનેક પ્રકારની અને એક એકથી ચડતી-અદ્દભુત વાતો સાંભળેલી છે; તેથી મારી તો ખાત્રીજ થઇ છે કે એનું રૂપ ધારણ કરીને સેતાનજ દુનિયાંને હેરાન કરવા આવ્યો છે. મારા મત પ્રમાણે એને અહિં-આ સ્ત્રી પુરૂષોતમના મંડળમાં લાવવો એજ અયોગ્ય છે; કારણ કે એ દુષ્ટ આપણા બધાંનાં દરેકનાં ગળાં એક પછી એક રહેશી નાંખે એટલો શક્તિવાન છે; ટુંકામાં એ ખરેખરૂં નિર્દયતાનું જપુતળુ છે."

"ભલા ભગવાન !" "ઓ ખુદા" વગેરે ઉદગાર કેટલાંક સ્ત્રી પુરૂષોનાં કોમળ હૃદયોમાંથી નીકળી ગયાં; અને "હેં ! આપણને સર્વને મારી નાં-ખે !"—"આપણાં બધાનાં ખુન કરી શકે ?" "આ દિવાનખાનામાંજ એવું ક્રુર કર્મ આદરે ?" વગેરે વગેરે પ્રશ્ન એક પછી એક ઉઠવા લાગ્યા.

રહીમખાન—" મુખ્ય વાત આટલી છે કે ફાઝિલખાન એને પકડી શકશે કે એ ફાઝિલખાનને ? હવે હું તો કહો તેટલી મ્હોટી સરત માર-વાને તૈયાર છું કે આપણા અહમદનગરી અમીર સાહેબ કાંઇ પણ કામ કર્યા વિના પાછા આવશે. "

એક યુવાન સરદાર—અને હું તેથી વિરૂદ્ધ એમ કહું છું કે જો કોઇ પણ મનુષ્ય અબદુલને પકડવાને યોગ્ય હોય તો તે ફાઝિલખાનજ છે. મ્હારૂં ત્હેની સાથે ઓળખાણ થયું કે તરતજ મ્હેં તો નક્કીજ કરી નાંખ્યું હતુ કે કોઇપણ દિવસ તે અહમદનગરી શૂરવીર ખંભાતના ઇતિ-હાસમાં કાંઇ એવું નામ મૂકી જશે કે જે જગતમાંથી તે ઇતિહાસની સાથેજ નાશ પામશે ! "

બીજો સરદાર—" હાજી હું પણ આપની પેઠેજ ધારૂં છું ફાઝિલખા-નને જોઇ મ્હારા મનમાં જે કાંઇ નવીન ઊર્મિ થઇ આવી ત્હેવી મ્હને કોઇ પણ દિવસ થઇજ ન્હોતી. "

રહીમખાન—" ચાલો ત્યારે હું શરત મારૂં છું કે અબદુલ મૃત્યુ પ્હેલાં પકડાશે તો મ્હારે હજાર દિનાર આપવા. "

એક અમીર—" કબુલ ! હું કહું છું કે ફાઝિલખાન ત્હેને ન પકડી શકે તો હજાર દિનાર.—"

રહીમખાન—" મહેરબાન સાહેબો ! આ સરત ત્હમે જોઇ છે, અ-

મીર કમાલુદીન ! આ મ્હારો હાથ —હજાર દિનાર, જો જો હોં. !

કમાલુદીન—" કબુલ. "

રહીમખાન.—( હસતે મ્હોંયે —" અમીર સાહેબ ! હમારા હજાર દિનારને માટે ઘણો આભારી થયો છું. હવે તો સમજું છું. ખરેખર ! ફાઝિલખાન એક હુંશિયાર અને ચાલાક યુવાન છે. હેની ના નહિ; તો પણ હું તો હેને પોતાની જાતની સલામતી વિચારવાની તથા પોતાની સંભાળ લેવાની સલાહ આપત; કારણ કે મ્હારા ધારવા પ્રમાણે અબદુલને પણ એકાદ બે યુક્તિઓ આવડે છે, નથી આવડતી એમ નહિ."

સાહિબખાન—" આપ નામદારને પુછવાની રજા લઉં છું કે, ફાવે તેટલી વાર થાય તેની કાંઇ ફિકર નહિ."

બહાદુરશાહ.—" સાંભળો સાંભળો ? ચુપ રહો મારા ધારવા પ્રમાણે કાંઇ અવાજ સંભળાય છે તમને કાંઇ લાગે છે ? "

આ શબ્દો બોલાયાને વાર તે લાગી નહિ, એટલામાં તો દ્વાર ખોલી નાંખવામાં આવ્યાં અને મોટો કાળો ઝબ્બો ઓઢીને ફાઝિલખાન અંદર દોડી આવ્યો; તેના વાળની લટો હવામાં આમ તેમ ઉડયા કરતી હતી; અને ઘોડાવખતઉપર પડેલા વરસાદને લીધે ભીંજાયલી તેની મુખાકૃતિની ફિકાશ સ્યામરૂપ ધારણ કરી રહી હતી, તેના ચહેરા ઉપર અત્યંત શોકોદ વેગનાં ચિહ્ન કોરાયલાં દૃષ્ટિ ગોચર થતાં હતાં; અને તેની આસપાસ એકઠા થયેલા અધિકારી મંડળને તેણે સલામ કરી સ્મિતમાં ચિન્તાશીલતાનું સામ્રાજ્ય જણાવાજ કરતું હતું.

દરેક મનુષ્યે તેને વીંટી લીધો દરેક ચક્ષુ તેની તરફ વળ્યું, દરેક મુખ તેને પશ્ના કરવાને તત્પર થઇ રહ્યું.

"માતાજીના સમ ? દોલતચંદ બોલી ઉઠયો." મને તો ધારતી લાગેછે કે,

" માનનીય ખંભાતી ગૃહસ્થો ! " આ પ્રમાણે બોલી ફાઝિલખાને એક વીરનરની છટાથી બોલવાનું શરૂ કરી માનનો ત્યાગ કરાવ્યો,—" હું ધારું છું કે નામદાર નવાબસાહેબે આપને અહિં એકઠા કરવાનું કારણ તો જણાવેલુંજ હશે હું આપ સર્વેની ફિકર દુર કરવાને—સઘળી ચિન્તાઓનો અન્ત આણવાને આવેલો છું પરન્તુ પ્રથમતો, મહાન બહાદુરશાહ ! મારી ફરીથી ખાત્રી થવી જોઇએ કે, જો હુ ખુની અબદુલને તમારા હાથમાં સોંપું તો દિવની શાહજાદી ગુલબદન બેગમનું લગ્ન મારી સાથે કરવાની સંમતી તમે આપો છો ? "

બહાદુરશાહ—(અતિચિન્તા ગ્રસ્ત ચહેરાથી તેની મુખાકૃતિ તપાસતાં)

ફાઝિલખાન ! તમે ફતેહમંદ થયા છો ? અબદુલ કેદ કરી શકયાછો ? ”

ફાઝિલખાન–“જો અબદુલ મારો કેદી હોય તો ગુલબદન મને મળશે?”

બહાદુરશાહ—અબદુલને જીવતો અગર મુવેલો મારી પાસે પકડી લાવો અને તે તમારીજ છે. તે બાબતના હું પવિત્ર કુરાનના સોગન લઇ કહું છું: અને તેની પહેરામણી પણ કીમતીજ થશે. ”

ફઝિલખાન—“ માનવતા ખંભાતીઓ ! તમે સઘળાએ નવાબ સાહેબનુ વચન સાંભળ્યું ? ”

સઘળા.—“ હા. અમે તેમના સાક્ષી છીએ. ”

ફાઝિલખાન. ( થોડાં પગલાં આગળ આવીને અને સ્પષ્ટ રીતે )— “ ઠીક, ત્યારે, અબદુલ મારી સત્તામાં પણ છે. ”

સઘળા. ( ગભરાટ અને ભુમાણુમમાં )–“ અમારી સત્તામાં ? ખુદા કાં ખેર કરો ! તે કયાં છે ? અબદુલ ?”

બહાદુરશાહ—“ તે જીવે છે કે મત્યુ પામ્યો છો ! ”

ફાઝિલખાન.—હા હજુ સુધીતો તે જીવે છે. ”

સાહિબખાન. ( અધીરાઇથી)–‘ હેં ! તે જીવે છે ? ”

ફાઝિલખાન. (તે મુલ્લાંને નમ્રતા પૂર્વક સલામ કરી)—“ હાજી: તે જીવે છે. ”

ગુલબદન. (બદુરાને છાતી સરસી ચાંપી)–“ સાંભળ્યું, બદુરા ? તે બદમાશ હજી જીવે છે; અને ફાઝિલના મૃદુ હસ્તને એક લોહીનું ટીપું પણ અડયું નથી. ”

કમાલુદદીન–“ ત્યારે તો રહીમખાન ! હું તમારી પાસેથી એક હજારદિનાર જીત્યો ! ”

રહીમખાન “ હા. મને પણ એમજ લાગે છે. ”

બહાદુર–“ મારા બચ્ચા ! હેં આજ ખંભાતના આખા રાજય ઉપર એટલો મોટો ઉપકાર કર્યોછે કે તે હમેશને માટે તહારૂ આભારી થયુંછે.”

કમાલુદદીન–“ અને ઉમરાવ અહમદનગરી : રાજયસભાની તરફથી આપના આ મહા કાર્યને માટે આપનો આભાર માનવાની હું રજા લઉં છું આપની આ મોટા પ્રયાસનો કાંઇક પણ યોગ્ય બદલો આપવો એ હવે રાજયસભાનું પહેલુંજ કામ થશે.”

ફાઝિલખાન (ગુલબદન તરફ હાથ કરીને, ચિન્તાશીલ ચહેરે) ‘રે મારી મોટામાં મોટી ઇચ્છાનો બદલો આ રહ્યો આ ઇનામનીજ મારામનમાં આશાછે’

બહાદુરશાહ, ( સહર્ષ )—“ અને એ ઇનામ તમારૂંજ છે પણ

પેલા લોહીના તરસ્યા રાક્ષસને તમે કયાં રાખ્યો છે? મારા યુવાન મિત્ર ? ઝિલખાનની સાથે સિપાઇઓ મોકલેલા છે કે નહિ. ”

બહાદુરશાહ—ના. તે એકલાજ છે. અને તે ખુનની તપાસ કરવાને ગયે તેમને લગભગ ચોવીસ કલાક થઇ જવા આવ્યા છે. ”

સાહિબખાન (રહીમખાનની તરફ) જોઇ—“ અમીર સાહેબ! તમને તમારા હજાર દિનાર માટે ખુશબખ્તી ઇચ્છું છું;

રહીમખાન (નમ્રતા પૂર્વક માથું નમાવીને)–“આપ નામવરની આશીષ છે તો તે સફળ થયા વિના રહેશેજ નહિ; હવે જરાપણ ફિકર રહી નથી.”

દોલતચંદ—“ હવે મારો જીવ જરા જરા ઠેકાણે આવવા લાગ્યો; ચાલો ત્યારે ઠીક ? છેવટ શું થાય છે તે જોઇએ. ”

ફાઝિલખાનને પોતાના અવિચાર સાહસમાં ઉતર્યે તેવીસ કલાક થઇ ગયા હતા, ચોવીસમો કલાક પણ પુરો થવા આવ્યો, છતાં ફાઝિલખાન આવી શકયો નહોતો.

---

## પ્રકરણ ૫ મું.

### પાંચ વાગે છે.

નવાબ ચિન્તાતુર થતો ગયો; કમાલુદ્દીન પોતાના હજાર દિનાર માટે મનમાં ગભરાવા લાગ્યો; અને કાવતરાંખોરો પોતાની ફતેહની ખાત્રીને લીધે પોતાનું તિરસ્કારસુચક હસવું પણ બાગ્યેજ ખાળી શકતા હતા; એવામાં રહીમખાને ગંભીર મુખાકૃતથી કહ્યુ “ જો અબદુલ પકડાઇને રાજ્યની સલામતી નિશ્ચિત થાય તો, એક તો શું પણ એવા એવા વીસહજાર દિનાર ખોવાને પણ તત્પર છું. ”

“ સાંભળો ! ” ગુલબદન બોલી ઉઠી, “ પાંચ વાગે છે. ” મિનારા ઉપરથી એક પછી એક એમ પાંચ તીવ્ર ઘંટનાદ થયાં અને તે ગણતે ગણતે પણ પ્રત્યેક હૃદય ધડકવા લાગ્યું. જો બદ્રાએ ટેકો ન દીધો હોત તો. ગુલબદન તો નક્કીજ પડી ગયા વિના રહેત નહિ એવી તેના હૃદયના જીવનની—શરીરની સ્થિતિ થઇ ગઇ હતી. ઠરાવેલો વખત વહી ગયો, અને હજુ પણ ફાઝિલખાન આવ્યો નહોતો.

વૃદ્ધ બહાદુરશાહના મનમાં ફાઝિલખાનના પ્રતિ ખરેખરો નિ:સ્વાર્થ પ્રેમ ઉત્પન્ન થયેલો હતો; અને તેથી અબદુલની કટારીએ ફાવી જઇ પોતાનું કાળું કર્યું હોય તો કેટલો વિનાશ ઉત્પન્ન થવાનો સંભવ હતો....ફા-

ઝિલખાનના જેવા લાયક યુવાનની ખોટ કેવી રીતે પુરી પડવાની-રાજ્યની અને ગુલબદનની સ્થિતિ શી થવાની...તથા અબદુલરૂપી વાઘને જેર કરનાર એકજ માણસ હતો તે પણ ગયો તો પછી તે ફાટીને કેટલો ત્રાસ આપવાનો એ સર્વે ક્ષણેકપર્યન્ત તેના મગજમાં ઘુમ્યા કર્યું. ગુલબદને પોતાના કાકાની સાથે વાત કરવાને થોડાંક ડગલાં ભર્યાં; પરન્તુ ચિન્તા અને હૃદય કંપથી તેનું મોં બિડાઇ ગયું--જીભ બંધ થઇ ગઇ અને અશ્રુવેગે નેત્રપ્રદેશનો ત્યાગ કરીને સ્વચ્છંદ ગતિ કરવા માંડી. તેણે કેટલોક વખત તો હૃદયની ઊર્મિઓને દાબી રાખી, પરન્તુ હવે તે વાત તેના હાથમાં રહી નહિ અને તેનાથી એક બેઠક ઉપર બેશી જવાયું-ઉભાં રહેવાયુંજ નહિ. તેણે બેડે બેડે ઇશ્વર સ્તુતિ કરવા માંડી અને હૃદયના ઉંડામા ઊંડા પ્રદેશોમાંથી પણ ફાઝિલખાનની મદદ અને તેનો બચાવ કરવાની ઇશ્વર પ્રત્યેની પ્રાર્થનાઓ આશાની પાંખો ઉપર બેશી સ્વર્ગપ્રત્યે જવા લાગી.

બાકીનું બધું મંડળ જુદા જુદાં ટોળાં અગર નાની નાની ટોળીઓમાં વ્હેંચાઇ ગયુ અને ગભરાયલા દેખાવથી દિવાનખાનામાં આમ તેમ ફરવા લાગ્યું તેઓ સર્વે આનંદી અને બેદરકાર દેખાવાને તો ઘણોયે પ્રયત્ન કરતા હતા, પરન્તુ તેમનાથી તેમ થવાતુંજ નહોતું; અને આ પ્રમાણે બીજો એક કલાક વહી ગયો, છતાં ફાઝિલખાન આવ્યો નહિ.

આ વખતે સ્હાંજનો સુર્ય તોફાની વાદળાંનું આચ્છાદન તોડી નાંખીને પોતાનાં મનરકાન્ત કિરણો તથા અસ્તપામતી ભવ્ય સુન્દરતાને પ્રકાશ ગુલબદન મુખાકૃતિરૂપી ગુલાબ ઉપર નાંખી શક્યો; તેથી કાંઇક ઉન્નત ભાવાનાએ તેના હૃદયને વિકસિત કર્યું અને જાગૃતથઇ. અર્ધી સુતેલી સ્થિતિમાંથી એકદમ બેઠી થઇ. તેણે તે દેદીપ્યમાન, પ્રકાશિત, દિવ્ય ગોળા તરફ સહર્ષ દૃષ્ટિ નાંખી અને તે હૃદયમાં બોલી, "ઇશ્વર કરુણાવત્સલ છે; અને તે મારા ઉપર કૃપા કરશે--મારા ઉપર માયાળુ થશે !

રહીમખાન--" ફાઝિલખાન અબદુલને પાંચ વાગે પકડી લાવવા ના હતા ? અત્યારે તો તેના ઉપર પણ એક કલાક વીતી ગયો છે."

સરદાર કમાલુદદીન.--" એને ફકત પકડી લાવવા દોની, પછી ગમે તો એને અહિં લઇ આવો અને મ્હને ફરીથી એકવાર તેના સામે જોવા દો, મ્હેં તેને છેલ્લો જોયો તે વખત ત્હેણે બે પરવાઇથી કહ્યું હતું " નવાબ ? હું ત્હારો બરોબરીઓ છું; આ ન્હાના ઓરડામાં ખંભાતના બે મ્હોટામાં મ્હોટા માણસો ઉભા છે, " હવે એને પકડી લાવો એટલે જરા જોઇ લઇએ કે એ બીજો મ્હોટો માણસ પોતાની કેદમાં કેવો દેખાય છે."

બે ત્રણ અમીરો—" એ ક્યાં છે ? એને અહિં પકડી મંગાવો."

કેટલીક સુન્દરીઓ આ સાંભળતાંજ ચીસ પાડી ઉઠી, " ખુદાને ખાતર ! એ રાક્ષસને અહિંથી કોઇ દુર ઠેકાણે લઇ જાઓ, એ જો અહિં આવ્યો તો અમારી તો 'સુધસાન' બધુંએ જતું રહેશે."

" ઉમરાવ બાનુઓ !" ફાઝિલખાને હર્ષ કરતાં શોકનું વધારે સ્મરણ કરાવતું સ્મિત કરતાં કહ્યું, " તમારે કોઇપણ પ્રકારની ધાસ્તી રાખવાનું કારણ નથી. અબદુલ ત્હમને કાંઇ પણ ઇજા કરશે નહિ; પરન્તુ એ તો અહિં આવે છે તે પણ 'ખુનીની દિલદાર, ની માગણી કરવાનેજ માટે છે." અને ત્હેણે ગુલબદન તરફ આંગળી કરી.

" ખરેખર, ફાઝિલખાન ?" ગુલબદને હસતે મ્હોંયે કહ્યું, " મ્હારી આ બધી ફિકર ચિન્તાઓ દુર કરવાને માટે હું તમારો ખરેખરો આભાર કેવી રીતે માની શકીશ ? હવે હું અબદુલના નામથી કદી પણ ધ્રુજવાની નથી. ગુલબદન હવેથી ખુનીની દિલદાર કહેવાવાની નથી."

રંગીલરામ—" શું અબદુલ આ મહેલમાં છે ?"

ફાઝિલખાન—" હા. તે અહિંજ છે."

કમાલુદિન—" ત્યારે તમે એને એકદમ અહિં કેમ આણતા નથી ! આમને આમ અમારી બધાની જિજ્ઞાસા ક્યાં સુધી ઉશ્કેર્યાજ કરવી છે ?"

ફાઝિલખાન—"જરા ધીરજ રાખો; શાન્ત થાઓ ! હવેજ ખરેખરો વખત આવ્યો છે તો મહાન બહાદુરશાહ ! આપ આપના તખ્ત ઉપર બિરાજો. અને સર્વ અમીર ઉમરાવો તથા ગૃહસ્થો અને અમીરજાદીઓ તથા બાનુઓને આપની આસપાસ બેશી જવા દો. અબદુલ આવે છે.

આ શબ્દો સાંભળી વૃદ્ધ અને યુવાન સ્ત્રી અને પુરૂષો, એકદમ વીજળીની ત્વરાથી બહાદુરશાહની પાછળ તેનો આશ્રય લેવા ન્હાસતાં હોય એમ ખશીને જતાં રહ્યાં. દરેક હૃદય આતુરતાથી ધ્રુજતું હતું; પરંતુ પહેલા આપણા કાવતરાંખોરોએ તો અબદુલના આગમનની વાટ જોતાં, ખરેખર મનમાં જાણે નર્કની પીડાઓ ભોગવતા હોયની, એવું કષ્ટ સહન કર્યું હતું.

આ લુંટારાઓના સરદાર ઉપર ઠરાવ પસાર કરવાને બેઠેલા ગંભીર અને શાન્ત ન્યાયાધીશના જેવોજ બહાદુરશાહ લાગતો હતો. અને પ્રેક્ષકો —તેણે આમંત્રણ કરી એકઠા કરેલા ખંભાતના મહાજનો તથા સન્નારીઓ ન્હાની મોટી ટોળીઓમાં તેના છેલ્લા હુકમની રાહ જોતાં ઉભેલાં અગર બેઠેલાં હતાં. ખુબસુરત ગુલબદન પોતાના દિવ્ય પ્રેમના હૃદય* વિશ્વાસમાં પોતાની દિવ્ય નિર્મળતાને લીધે કોઇ પણ પ્રકારની મનમાં ધા-

સ્તી-ભીતિ નહિ હોવાથી, બદુરાના ખભા ઉપર માથું મુકી વિશ્રાન્ત થ-યેલી હતી અને અનિમેષ દૃષ્ટિથી પોતાના પ્રિયતમને સપ્રેમ નિહાળી રહી હતી, કાત્તરાંખોર મંડળ 'બાધા ચકલાં જેવી આંખો અને ફિકી પડી ગયેલી મુખાકૃતિથી એક છેલ્લું પાછળ ઉભું રહ્યું હતું અને આખા દિવાનખાનામાં એક એવી ભયંકર ચુપકીદી ફેલાઈ ' કે જેનો ભંગ શ્વાસોશ્વાસના અવાજથી પણ ભાગ્યેજ થતો હતો.

"હવે ત્યારે," ફાઝિલખાને કહ્યું, "જાગૃત થાઓ, કારણ આ ભયાનક અબદુલ હવે તમારે સમક્ષ ખડો થાય છે. પણ બીશો નહીં કારણ તે કોઈને જરા પણ ઇજા કરશે નહિ.

અબદુલ !" તેણે આખરે દ્વાર તરફ હાથ કરી માથું ઉંચું કરી બુમ પાડી. આ વખત જેમણે તે સાંભળી તે સર્વનાં રૂવે રૂવાં ઉભાં થઇ ગયાં અને તેમને કંપારો પણ વછુટયો; ગુલબદને ફાઝિલખાનની તરફ જવાને થોડાંક ડગલાં આગળ ભર્યા. તેને પોતાના કરતાં ફાઝિલખાનની સલામતી માટે વધારે ધાસ્તી હતી.

" અબદુલ !" તે અહમદનગરીએ બીજી બુમ ગુસ્સાથી મોટા ઘાંટો કહાડી પાડી. પોતાનો ઝમો ફેંકી દીધો, માથા ઉપરની ટોપી ઉતારી નાખી અને બારણું ઉઘાડવાને જેવો જાય છે એવામાં ગુલબદન બીકની મારી એક ચીસ પાડી ઉઠી.

" ઉભા રહો. ફાઝિલખાન !" તે તેની તરફ ધસી જઇ બોલી ઉઠી અને—આ હા ! ફાઝિલખાનતો ક્યારનોયે અદૃશ્ય થઇ ગયો હતો પરન્તુ તેની જગોએ તેને બદલે અબદુલ ઉભો ઉભો બુમ પાડતો હતો,—"ઓહો !"

## પ્રકરણ ૬ ઠું.

### ભુત.

તરતજ આખી દિવાનખાનામાં એક ભયની કારમી ચીસ સંભળાઇ અને ગુલબદન શબતુલ્ય થઇ તે ખુનીના પગ આગળ પડી; કાત્તરાંખોર ગુસ્સો ચકિત અને આશ્ચર્યથી ગભરાઈ જઈ એક અક્ષર પણ ઉચ્ચારી શકયા નહિ. સભાસદો પુતળાંની પેઠે સ્થિર થઇ પોતપોતાની જગોએ ચોટી ગયાં હોયની એમ ઉભા થઇ રહ્યા; અને નવાબ તો પોતે સ્વપ્નામાં છે કે જાગૃતિમાં, તે વિષેના વિચારમાં લીન થઇ ગયો.

તેમની સમક્ષ પોતાની વિચિત્ર અને બીવણુ વિરૂપતાના ભભકામાં તે ખુની શાન્ત અને ભયંકર ઉભેલો હતો, તેણે પોતાનો હમેશાંનો પોષાક પહેરેલો હતો; તેના કમરબંધમાં તરવાર, પિસ્તોલ તથા ખંજર અને કટાર વગેરે સંહારક શસ્ત્રોનો સારો જથ્થો ગોઠવાયલો હતો. તેનો બદસીકલ, બીહામણો ચહેરો ઘનસ્યામ વાળથી લચીપડતી ભમરો, કદરૂપા હોઠ, પાટાથી ઢંકાયલી એક આંખ, અને મુખ ઉપરની કરચોલીઓમાં છુપાયલી બીજી આંખ, એ સર્વ કંપારી અને અરરાટ વછુટાવે એવું ભયાનક હતું તેણે કેટલીક મિનિટ સુધી આમતેમ આસપાસ જોયું પછી તે દિગમુઢ થઇ ગયેલા બહાદુરશાહની પાસે ગયો.

“ ઓ ! હો ! ” તે મેઘગર્જનના જેવા અવાજથી બોલી ઉઠયો, “ તમારે ખુની અબદુલને જોવો છે ? ખંભાતના નવાબ ! તે અહિં તારી સમક્ષ ઉભો છે અને તે અહિં પોતાની દિલદાર ઉપર દાવો કરવા આવ્યો છે.

બદસીકલ મનુષ્યમાં પણ અતિ વિરૂપતાને માટે નમુના લાયક, આ મહાભૈરવ આકૃતિ તરફ જોતજ રહ્યો અને આખરે ઘણીજ મુશ્કેલીથી ઉચ્ચારી શકયો કે, “ આ સત્ય તો નહિજ હોય, ખરેખર મને તો આ બધું સ્વપ્ન—ભ્રમણાગમ્યજ લાગે છે ’,

“ કોણ છે બહાર ?—પહેરેગીરો ! મુલ્લાં સાદિખખાન બોલી ઉઠયો અને બારણાં ઉગાડવાને તે તરફ વળ્યો; પરન્તુ એટલામાં અબદુલે તેમના ઉપર પોતાની પીઠથી અઢીંગી, કંમર બંધમાંથી એક પિસ્તોલ કહાડી અને તે મુલ્લાની તરફ તાકી.

તે બોલી ઉઠયો, “ જે પહેરેગીરોને બોલાવશે અથવા પોતે જ્યાં ઉભો છે ત્યાંથી એક પગલું પણ ખસશે તેનું તો આવીજ બન્યું સમજજો !—મુર્ખાઓ ! જો તમારા પહેરેગીરોનાં હથિયારની મને ધાસ્તી લાગતી હોત, અથવા તમારી પાસેથી હું ન્હાશી જવા માગતો હોત તો આ બારણાંની આસપાસ પહેરેગીરોની ચોકીમાં આવીને તમારી પાસે ઉભો રહ્યો હોત ? ના; હું તમારો કેદી થવાને ખુશી છું, પરન્તુ તે જરૂર પડવાથી નહિ ! હું તમારો કેદી થવાને ખુશી છું, અને એટલાજ સારૂ હું અહિં આવ્યો છું. કોઈ પણ માણસને અબદુલને પકડવાની કીર્તી મળી શકવાનીજ નથી. જો ન્યાયને ખાતર જરૂરજ હોય તેણે આવીને

શરણ થવું, તો તેને યોગ્ય લાગતા તે પોતેજ તેમ કરવાને તૈયાર છે. શું તમે અબદુલને કોઇ હલકો ખુની ધારો છો, જે સિપાઇઓથી સંતાવામાં અને લુંટને ખાતર ખુન કરવામાં માન સમજે છે ? ના, ના. ખુદા ના ના ! અબદુલ એવો સાધારણ ખુની નથીજ. એમ ખરૂં છે કે હું ખુની હતો, પરંતુ મને તેમ થવાને ઉશ્કેરનાર કારણો પણ બહુજ સમર્થ હતાં ”

બહાદુરશાહ (પોતાના બંને હાથ એક બીજા સાથે ઘસીને) “પરવરદિગાર ! મોટા પેગંબર ! આ સઘળું ખરેખરૂં બને છે ?”

આખા દિવાનખાનામાં ફરીથી બીહામણું મૌન પ્રસર્યું, આખા ઓરડામાં નર્કના મહારાજાધિરાજના જેટલાજ ગર્વ અને રોફથી આમ તેમ ફરતા અભયાનક ખુનીનો અવાજ સાંભળીને સર્વને ખરેખરો કંપારો વછુટ્યો.

ગુલબદને પોતાની આંખો ઉઘાડી; તેની પ્રથમજ દૃષ્ટિ ખુની ઉપર પડી.

“ઓ ખુદા ! માફ કર,” તે બોલી ઉઠી, “એ હજી અહિંજ ઉભા છે. મારા મનમાં તો હતું કે ફાઝિલ—ના, ના. પણ એ ખરૂં નહિ હોય ! આ તો કાંઈ જાદુનો ચમત્કાર લાગે છે.”

અબદુલ તેની પાસે ગયો અને તેનો હાથ પોતાના હાથમાં લેવાનો તેણે પ્રયત્ન કર્યો. પરન્તુ તે તેના કરસ્પર્શ દોષથી ભડકીને દુર ખસી ગઇ.

“ના. ગુલબદન !” તે ખુનીએ બદલાયલા અવાજથી કહ્યું તે જોયું તેમાં કાંઇ પણ ખોટું નહોતું તારો કૃપાપાત્ર ફાઝિલ. ખુની અબદુલ શિવાય બીજો કોઇજ નથી.”

“એ જુઠું છે !” ગુલબદન વચમાંજ બોલી ઉઠી અને બદુરાની છાતી ઉપર માથું નાખી કહ્યું, “દુષ્ટ ! તું ફાઝિલ થઇ શકેજ નહિ ! આવો રાક્ષસ કોઇપણ દિવસ ફિરસ્તો હોઇ શકેજ નહિ ! ફાઝિલનાં સઘળાં કામ દેવતાઓના જેવાંજ પાક અને ઉગરાવ હતાં, અને તેના દાખલાથી તો મને પણ કેટલો બધો ફાયદો થયો છે ! તેનું હૃદય દુનિયાના સર્વ હલકા મનોવિકારથી દુર રહેતું અને સઘળાં મહાકૃત્યો સેવનમાંજ તત્તર હતું વ્યથિત થતા સદ્‌ગુણની સહાય માટે અને દુઃખ પામતી નિર્દોષતાનાં આંસુ લોહી નાંખવાને તે કદી પણ કષ્ટ અને હેરાનગતી ભોગવવાને પણ આનાકાની કરતો નહિ—અરે, એમાંતો તેની મોટામાં મોટી ફતેહજ હતી ! ફાઝિલ અને તું—! દુષ્ટ ! ખુદાઇ તખત આગળ પૃથ્વી ઉપર તારાથી ચાલેલી લોહીની નદીઓનું દરેક દરેક ટીપું, તારી સામે

ઈન્સાફ માગે છે તે તું—ફાઝિલનું નામ નાપાક કરવાની હિંમતજ કેમ ધરી શકે છે ?"

અબદુલ (ગર્વ અને આતુરતાથી )–"ગુલબદન ! તું પણ મને ત્યજી દઈશ ? તું તારૂં વચન તોડીશ ? જો, ગુલબદન ! તારી ખાત્રી કર: હું ખુની અને તારો ફાઝિલ એ બંને એકજ છીએ. "

આમ કહીને તરતજ તેણે પોતાથા આંખ ઉપરનો પાટો કહાડી નાંખ્યો, અને હાથમાંનો રૂમાલ બે ત્રણ વખત મોં ઉપર ફેરવ્યો. એકાદ ક્ષણમાં તેનો ચહેરો બદલાઈ ગયો, તેના વાળનો ગુચ્છાવાળો ભમરો, ઉડી ગઈ અને તેના કાળા રીંછા અદ્રશ્ય થઈ ગયા; તેના મુખાકૃતી પાછી પોતાનુ સ્વાભાવિક સ્વરૂપ પામી. અને—અરે, જુવો ! મનોહર કાંકડો ફાઝિલખાન પાછો ખુની અબદુલનાં વસ્ત્ર તથા શસ્ત્ર ધારણ કરીને ઉભો રહેલો જણાયો.

અબદુલ—"જો, ગુલબદન ! બરોબર—લક્ષપુર્વક તપાસ રાખજે: તારીજ અને આ સર્વ સમાજની આગળ સાતવાર ફરીફરીને મારો ચહેરો બદલી નાંખીશ અને તેમાં પણ ફેરફાર એટલો તો આબેહુબ થશે કે ગમે તેમ કરે તોપણ ત્હારાથી અગર કોઈથી પણ સમજી શકાશે નહિ. પરન્તુ હું ગમે તેવી રીતે બદલાઉં તોપણ એક વાત તો નક્કીજ છે; અને તે એ છે,—જેને ફાઝિલ તરીકે તું ચ્હાતી હતી તે માણસ હુંજ છું. "

નવાબ પોતાના ગભરાટમાંથી રજ પણ મુક્ત થયા શિવાય આમ તેમ જોયાજ કરતો હતો અને " ભયંકર ! ભયંકર " એ શબ્દો વારંવાર તેના મ્હોંમાંથી નીકળતા તથા તેના બંને હાથ એક બીજાની સાથે તે ઘસતો હતો. અબદુલ ગુલબદનની પાસે આવ્યો અને યાચના કરતો હોય તેમ દીનવાણીથી તેણે કહ્યું, " ગુલબદન ? તું ત્હારૂંજ આપેલું વચન તોડીશ ! તને હવે પ્રિય નથી ? "

ગુલબદન જવાબમાં એક અક્ષર પણ ઉચ્ચારી શકી નહિ; તે પોતાની અનિમેષ દ્રષ્ટિ તે ખુની ઉપર ચ્હોટાડીને પુતળાં જેવીજ બની ગયેલી દેખાઈ.

અબદુલે તેનો શીત કર હાથમાં લીધો, અને તે પોતાના હોઠ સાથે દાબ્યો.

" ગુલબદન ? " તેણે પુછ્યું, " તું હવે મને ચ્હાતી નથી ! "

ગુલબદન—" ફાઝિલ ? ફાઝિલ ?—જો મેં તને કોઈ પણ દિવસ

ફીરોજ ન હોત—તને મ્હારોજ ન હોત તો કેવું સારૂં થાત !"

અબદુલ—" ગુલબદન ? હવે તું ફાઝિલને પ્રિય નહિ ગણે !—ખુનીની દિલદાર નહિ થાય ?"

ગુલબદનના હૃદયજીવનમાં પ્રેમ અને જુગુપ્સા વચ્ચે વિરોધ ચાલ્યો, અને એ પણ દુઃખદજ હતો.

અબદુલ—" ગુલબદન ! સાંભળ; તારેજ માટે હું બહાર પડયો,—તારેજ માટે હું ન્યાયને શરણ થયો છું. કારણ અરે ખુદા ! હું ગુલબદનને શું શું ન કરૂં ! ગુલબદન ! ગુલબદન ? હું બસ તારા મ્હોંમાંથી એકજ શબ્દ સાંભળવાને ઉત્સુક છું. ફક્ત 'હા' કહે અગર 'ના' કહે, અને આ સર્વનો અંત આવશે; ગુલબદન ! તું મને હજી ચ્હાય છે ?'

હજી તેણે પ્રત્યુત્તર દીધો નહિ; પરંતુ તેણે એક પ્રેમની ઉંડામાં ઉંડી લાગણીની ફિરસ્તાઓ અને દેવીઓમાંજ જાણીતી એવી એકજ નિર્મળ, મૃદુ અને દિવ્ય દૃષ્ટિ તેના તરફ નાંખી: આ દૃષ્ટિએ એ સિદ્ધ કર્યું કે હજી પણ એ દુરાત્મા તેના હૃદયનો મુખ્તીયાર હતો. ગુલબદન ત્યાંથી આગે ખસતા જતાં જતાં બદુરાના હાથમાં ઝીલાઇ રહી અને તેની છાતીમાં માથું નાંખી દઇ, " ફાઝિલ ફાઝિલ આ પ્રમાણે મને દુઃખ દેવાને માટે ઇશ્વર તને માફ કરો ? "—

નવાબ અત્યાર સુધીમાં પોતાની અર્દ્ધનિદ્રિત અવસ્થામાંથી સંપુર્ણ રીતે જાગૃત થઇ ગયો હતો. તે એકદમ પોતાના સિંહાસન ઉપરથી કુદી ઉઠયો, આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો અને શરીર ક્રોધથી ધ્રુજવા લાગ્યું, તે એકદમ તલવાર ખેંચી અબદુલ ઉપર ધસ્યો પરન્તુ દરબારીઓએ વચમાં પડી તેને પકડી રાખ્યો અને શાન્ત થવાની સલાહો ચોતરફથી તેને કાને પડવા લાગી. અને અબદુલ પણ અતિશય શાન્તિના દેખાવ ભરી અક્ષોભવાળી મુખાકૃતિથી અને ઉત્સેકથી ધીમે ધીમે તેના તરફ વળ્યો.

" ખંભાતના નવાબ !" તેણે કહ્યું " તું તારૂં આપેલું વચન પાળીશ કે નહિ ! મને આપ્યું હતું તેનાં આ સર્વ ગૃહસ્થો અને બાનુઓ સાક્ષી છે."

બહાદુરશાહ—" હરામજાદા ! ગુલામ ! તેં કેવી કેવી રીતની યુક્તિઓ મને ફસાવવાને કરી હતી કહો ખંભાતીઓ ! હું આવા લહેણદારનું લહેણું ચુકવવાને બંધાવેલો છું ! લાંબો વખત થયાં તે આવો હરામખોરીનો ખુની ભાગ ભજવ્યાં કરે છે; આપણા મોટામાં મોટા અમીરોનું તેના

ખંજરે લોહી પીધું છે; અને તેના ખુનની-કીંમત તેને જે મળી છે તે ખંભાતમાં અમીરી ઠાઠમાં રહેવાને ખર્ચું જાય છે. મ્હારી પાસે તે અમીરનો વેશ ધારણ કરીને આવે છે, મ્હારી કમનશીબ ગુલબદનને પટાવી ફોસલાવીને તેનું મન પોતાનામાં પરોવરાવે છે, લુચ્ચાઇ કરીને મ્હારી પાસેથી વચન મેળવે છે, અને હવે નવાબનો જમાઇ થવાથી પોતાના પુર્વના સર્વ ગુન્હાઓની માફી મળશે એ આશાથી મારી ભત્રીજી સાથે લગ્ન કરવાની માગણીની કિંમત ધરે છે. બોલો ખંભાતીઓ ! આ દુષ્ટને આપેલું વચન મ્હારે પાળવું !"

સઘળા દરબારીઓ, અમીરો તથા સરદારો ( સાથેજ )-" ના, ના. કદીજ નહિ."

અબદુલ ( ગંભીરતાથી )—" જો તમે એકવાર ખુદ સેતાનની સાથે કરાર કર્યો હોય તોપણ તે પાળવો જોઇએ. વચન આપીને ફરી જવું એ સારાં માણસોનું લક્ષણ નથી. છટ ! છટ ! અબદુલ ! તારી ગણત્રીમાં આ લોકોએ તને કેવો શરમ ભરેલી રીતે છેતર્યા છે ? હું તો ધારતો હતો કે મારે ગ્રહસ્થો અને સત્યવાદી પુરૂષોની સાથે સંબંધ થયો હતા અરે ! મારી કેવી મોટી ભુલ થઈ ગઇ છે !" ( ભયંકર અવાજથી બોલવા માંડે છે )-" હજી એકવાર, અને છેલ્લીજ વખત, ખંભાતના નવાબ ! હું તમને પુછું છું કે ત્હારો મને આપેલો શહેનશાહી કોલ તું તોડીશ !"

બહાદુરશાહ (સત્તાના દમામથી)-" તારાં હથિયાર એકદમ છોડી દે !"

અબદુલ—" શું ત્યારે તમે મારૂં યોગ્ય રીતે થયેલું ઇનામ મને નહિ મળવા દો ? મેં અબદુલને તમારી સત્તામાં સોંપ્યો એ બધું શું નકામુંજ ગયું ?"

બહાદુરશાહ-" મેં જે ગુલબદન પરણાવવાનું વચન આપેલું હતું તે શુરવીર ફાઝિલખાનને આપ્યું હતું. હું ખુની અબદુલની સાથે કોઇ પણ પ્રકારના કરારમાં ઉતર્યોજ નથી. ફાઝિલ આવીને મ્હારી ભત્રીજીની માગણી કરે, તો હું તેને આપવાને તૈયાર છું. પરન્તુ ખુની અબદુલનો તેના ઉપર કાંઇજ દાવો નથી. હું ફરીથી કહું છું કે, તું તારાં હથિયાર મુકી દે અને તાબે થા."

અબદુલ ( મોટે સ્વરે હસીને )-" ખુની અબદુલ ! એમ તું કહે છે ? હા ! હા ? તમારૂં કામ તો તમે કરો, પછી બીજાના કામમાં ડહાપણ ડહોળવા જાઓ; તમે તમારૂં વચન પાળો અને મારાં કામ બાબત

જરા પણ ફીકર રાખતા નહિ, કારણ જે ખુન મેં કર્યાં છે તે મહારાં કામ છે અને ખાત્રી રાખજો કે કયામતને દિવસ તેના બચાવમાં કહેવાના બે શબ્દો મને પણ મળી આવશે."

સાહિબખાન—(નવાબને)-"કેટલી ભયંકર ઈશ્વર નિન્દા !"

અબદુલ—"ઓહો ? મહારા ભલા; પવિત્ર મુલ્લાં સાહેબ ? જરાક મહારે માટે નવાબ સાહેબને વિનંતી કરો; તમે મને સારી પેઠે ઓળખો છો. હું તમારી સાથે એક વચની ગૃહસ્થ તરીકે વર્ત્યો છું, એ વાત તમે તો જાણોજ છો અને તમારાથી ના પાડી શકાય તેમ નથી. એટલા માટે મહેરબાની કરી જરા એકાદ બે શબ્દો પણ મહારી તરફેણમાં કહેવાની કૃપા કરો."

સાહિબખાન (ગુસ્સો અને દમામથી)—"હરામજાદા ? મારી સાથે વાત કરવાની પણ કેમ હિંમત ધરી શકે છે ? મહારે ત્હારી સાથે શું કામ પડયું હોય ? મહાન નવાબ સાહેબ ! હવે વધારે વાર કરવાની કાંઇજ જરૂર નથી; પહેરેગીરોને એકદમ અંદર બોલાવો."

અબદુલ—"શું ? મારે માટે એક પણ આશાદ્વાર હવે ખુલ્લું નથી ? આ દુઃખી અબદુલ ઉપર કોઇને પણ દયા આવતી નથી ? શું ? કોઇ નહિ ? કોઇજ દયા લાવતું નથી ?" (જરા અટકીને)—"ચુપચુપ" સઘળા ! એટલુંજ હવે બસ છે. હવે મારૂં નસીબ નક્કી થઇ ગયું જાઓ તમારા પહેરેગીરોને અંદર બોલાવો."

ગુલબદન (હૃદયાર્તિની અસહ્ય વેદના ભરેલી એક ચીસ પાડીને આગળ ધસી જઇ, નવાબને પગે પડતાં)—"ઓ ખુદા !—કાકા સાહેબ ? મારી—મારી ? એને માફ કરો—અબદુલનો ગુન્હો માફ કરો."

અબદુલ ( આનંદમાં આવી જઇ )—"શું તુંજ મારે માટે માફી માગે છે ? ઓહો ? ત્યારે તો અબદુલની છેલ્લી ઘડીઓમાં એક ફિરસ્તો તેને માટે માફી માગે છે !

ગુલબદન (નવાબને ઘુંટણે વળગીને)—"ઓ મારા પિતા ! મારા ગુરૂ ? પુજ્ય કાકા સાહેબ એના દોષ માફ કરો, એ પાપી છે; પરન્તુ એનાં પાપની શિક્ષા પરવરદિગારનેજ સોંપો પાપી-છે-ગુન્હેગાર છે, પરન્તુ અરે હજી પણ—ગુલબદન તેને ચ્હાય છે."

બહાદુરશાહ. (ગુસ્સાથી તેને આઘી ખસેડી મુકીને—"ચાલ દુર થા, કમનસીબ છોકરી તું લવે છે; તને અત્યારે તારા શરીરનું ભાન

નથી. આ શું બોલ બોલ કરે છે ? જા દુર થા !"

અબદુલ હાથની અદબવાળી આ સર્વ થતું હતું તે જોઇજ રહ્યો; અને આવા સ્નેહાર્દ્ર હૃદયનું દુઃખ જોતાં તેની સપ્રેમ આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં પોતાના પાસેથી નવાબને જતા જોઇ ગુલબદને તેના હાથ પકડીને તેના ઉપર એક બે પ્રેમાળ ચુંબન લીધાં, અને તે બોલી, --"તમને જો તેના ઉપર દયા ન આવતી હોય તો મારા ઉપર પણ ન લાવશો. અબદુલને જે શિક્ષા કરશો તે મારે પણ સહન કરૂંજ પડશે; અબદુલને માટે જે હું આપને અર્જ ગુજારૂં છું તે મારી જીંદગી માટે પણ છે. કાકા સાહેબ મારા પિદર કરતાં પણ વધારે પ્રિય કાકાસાહેબ મારી આટલી વિનંતી તુચ્છકારતા નહિ; એને માફી આપો ?

બહાદુરશાહ ( સરોષ અને નિશ્ચિત મુખાકૃતિથી )—" અબદુલનું મોતજ તેણે કરેલા મોટા ગુન્હાઓનો કાંઇક બદલો વાળી શકે તેમ છે; તેને તો મરવુંજ પડશે. "

અબદુલ —" તમે આ નિરપરાધ--નિર્દોષ બાલિકાને પગ પાસે જખમી લોહીલુહાણ પડેલી તમારી કુર આંખોથી જોઇ શકો છો ? ખંભાતીઓ હવે તમારો તેનાઉપર કોઇ પણ પ્રકારનો હક નથી બહાદુરશાહ ! તું આવી સ્વર્ગીય બાલાની આવી હૃદયાર્દ્ર વિનંતીની અવગણના કરી શકે છે ? જા જગલી ! તેં તેને ખરા પ્રેમથી કોઇપણ દિવસ ચહાહ્યોજ નથી. તેની હૃદયમુર્તીની વિસ્તીર્ણતાના પ્રમાણમાં તારૂં પ્રેમપાત્ર નજીવુંજ છે. જા, હવે આજથી તેના ઉપરથી તારો દાવો ઉઠી ગયો છે. તે હવે મારીજ છે ખુની અબદુલનીજ છે. "

તેણે ગુલબદનનું અર્દ્ધમુર્છિત શરીર જમીન ઉપરથી ઉપાડયું અને તે બોલ્યો, " ગુલબદન હવે હવે તું મારીજ છે; અને આપણને મૃત્યુ શિવાય હવે બીજું કોઇ જુદાં પાડી શકે તેમ છેજ નહિ. મારે જેટલો અને જેવો પ્રેમ જોઇએ તેટલો અને તેવો તું આપી શકે તેમ છે; હવે અમે તે થાઓ પણ મને તેની કાંઇજ દરકાર નથી. હવે હું કિસ્મતના પણ સામો થવાને તૈયાર છું હવે ત્યારે ચાલો કામે ! "

તેણે ગુલબદનના પરવાળાં જેવા મૃદુ કુસુમિત હોઠ ઉપર એક ચુંબન લીધું અને પછી તેને બદુશના ખોળામાં સુવાડી; પછી તે દિવાનખાનાની વચમાં જઇને ઉભો રહયો અને બે પરવાહથી તેણે નીચે પ્રમાણે એકદાં ગયેલાં સ્ત્રી પુરૂષોને કહ્યું.

" ખંભાતીઓ ! તમે મને જલાદની તલવારને સ્વાધીન કરવા તૈયાર થયાછો; તેથી હવે મારે માટે કાંઇ પણ રીતની માફીની આશા નથી. એતો ઠીક, તમારી મરજી હોય તે કરો; પણ સાહેબો ! તમે મારા ઉપર ઇન્સાફ ચુકાવવા બેશો તેના પહેલા હું તમારામાંના કેટલાક ઉપર હાથ કરવાની રજા લેઇ લઉંછું. હવે સાંભળો; તમે મને દયાલસિંહ—ફ્યાઝખાન તથા માણેકચંદના ખુની તરીકે જુવોછો; તે વાતની મારી ના નથી, પણ મને પૈસા આપીને તે ખુન જે મહાત્માઓએ કરાવ્યાં તેમના નામ તમારે જાણવાં છે ?"

આટલું બોલી તેણે બે આંગળીઓથી નીચલા હોઠ દાબી એક તીણ સીસોટી વગાડી, અને તરતજ બારણાં ઉઘાડી નાખવામાં આવ્યાં, હથિયાર બંધ સિપાઇઓ અંદર ધસી આવ્યા અને આ શું થાય છે એટલું વિચારવાને પણ વખત મળે તે પહેલાં સઘળા મુખ્ય મુખ્ય કાવતરાંખોરોને કેદ કરવામાં આવ્યા.

" એમના ઉપર સખ્ત જાપતો રાખજો ! " અબદુલે પ્હેરેગિરોને મેઘગર્જના જેવો ઘાંટો પાડી કહ્યું; તમને તમારો હુકમ મળેલો છે. ખંભાતીઓ ! આ બદમાસો તરફ જુઓ; તમારા ત્રણે મુખ્ય અમલદારોનાં ખુનનું કારણ તેજ છે હું આ બધાને—એક—બે—ત્રણ—ચાર—અને પાંચમાં આપણા માનવંતા, મુલ્લાસાહેબના ઉપર તે ખુનનો આરોપ મુકુંછું.

કાવતરાંખોરો ચુપ ચુપ બને ગભરાયલાજ ઉભા રહ્યા; દરેકના મ્હોં ઉપરથી તેમના ઉપર મુકાયલો આરોપ ખરો છે એમ ખરેખરૂં જણાઇ આવતું હતું; અને તેઓમાંનો કોઇ પણ અબદુલે કહેલી વાત ખોટી છે એમ કહેવામાં હિમ્મત ધરી શકતો નહોતો.

" આ બધુ વળી શું છે ?" પુરૂષો અને સ્ત્રીઓ માંહોમાંહે ઘણાજ આશ્ચર્ય અને ગભરાટમાં એક બીજાની સાથે પુછપરછ કર્યા કરતાં હતાં.

" આ બધું એક શરમ ભરેલી લુચ્ચાઇ છે, " અંતે મુલ્લાં સાહિબખાને બોલવાની હિમ્મત ધરી; " આ સેતાને જોયું કે હવે મારે બચવાનો એકે આરો નથી, અને શિક્ષા સહન કરવીજ પડશે. એટલે માત્ર વૈરબુદ્ધિથી અમને પણ તેની સાથે પોતાના વિનાશમાં ખેંચતા જવાની નીચ લુચ્ચાઇ છે. "

રહીમખાન (જાગૃત થઇને)—" તે પોતાની જીંદગીમાં આગળના સઘળા ખુનીઓ કરતાં આગળ વધ્યો હતો, અને હવે જાણ્યું કે મોત આવી

પહોચ્યું એટલે તેમના કરતાં પણ નીચતા, અધમતા, અને દુષ્ટતામાં આગળ વધવા પ્રયત્ન કરે છે. ”

અબદુલ (ન્યાયાધીશના ગંભીર ભભકાથી)—ચુપ રહો ! હું તમારૂં સઘળું કાવતરૂં જાણું છું, તમારૂં દુશ્મનો દુર કરવાના તેમનાં નામનું પત્રક પણ મેં વાચ્યું છે, અને હુ અત્યારે તમને આ પ્રમાણે કહું છું તેજ વખત પણ સુલેહના અમલદારો મારા હુકમથી, આજ રાતેજ ખંભાતનો ઉંધુ વાળવાનો ઇરાદો રાખનાર પોતાની પાસે સફેત ફુલ રાખનારા ગૃહસ્થોને પકડવામાં રોકાયલા છે. માટે ચુપ રહો ! કારણ કે બચાવ હવે વધારે વાર ચાલી શકવાનો નથી.

બહાદુરશાહ, (આશ્ચર્ય પામીને)-“અબદુલ ! આ બધાનો અર્થ શું છે !”

અબદુલ—“ કાંઇ નહિ, મારા કદરદાન નવાબ સાહેબ ! ફક્ત અબદુલે ખંભાતના રાજ્યબંધારણ તથા નવાબની જીંદગીની સામે થયેલું એક છુપું કાવતરૂં શોધી કહાડયું છે અને તેનો નાશ કર્યો છે ! એમાં તો કાંઇજ નહિ; પરંતુ જ્યારે આપ સર્વ મહાશયો મનુષ્યથી કરી શકાતી મ્હોટામાં મ્હોટી શિક્ષા અબદુલને થોડાકજ કલાકોમાં કરવાના માયાળુ વિચારમાં નિમગ્ન થયા હતા, ત્યારે તેણે તમને સર્વને એક ભયંકર ખુન મરકીમાંથી બચાવ્યા છે ! ”

કમાલુદ્દીન ( આરોપીઓની સામે જોઇને )—“ઉમરાવ ખંભાતીઓ ! તમે આવા મોટા આરોપોનો જવાબ આપતા નથી. ”

અબદુલ—“તેઓ ડાહ્યા છે; કારણ કે હવે તેમને કોઇ પણ પ્રકારનો બચાવ મદદ કરે તેમ નથી. તેમના અનુયાયીઓનાં હથિયારો પડાવી કયારનાએ તેમને રાજ્યની તુરંગોમાં મોકલી દેવામાં આવ્યા છે; ત્યાં જસો એટલે વધારે માહેતી મળવી સ્હેજજ છે. તમને હવે કદાચ સમજાયું હશે કે દિવાનખાનાનાં બારણાં આગળ અને મહેલની આસપાસ જે ચોકી મેં મુકાવી હતી તે ખુની અબદુલ ન છટકી જાય એટલા માટે નહિ; પરન્તુ આપણા આ વીર નરોને જાપતામાં લેવાને માટેજ.

હવે ખંભાતીઓ ! તમારી વર્તણુક મારી વર્તણુક સાથે સરખાવા જુવો; મારી જીંદગીના જોખમે મેં રાજ્યને વિનાશમાંથી બચાવ્યું છે. ખુનીનો વેશ ધારણ કરી, જે નિર્દય લુંટારાઓની કટારોએ આખા ખંભાતને ઉજડ કરી નાંખ્યું હતું તેમના મકાનમાં પણ પ્રવેશ કરવાની મેં હિંમત ધરી; તમારે માટે મેં તડકો. ટાઢ તથા વરસાદ સહન કર્યા અને તમે જ્યારે ઉંઘતા હતા ત્યારે જાગૃત રહિને મેં તમારૂં રક્ષણ કર્યું છે. ખંભાતનું રા-

જય બંધારણ તથા તમારી જીંદગીઓ મારે લીધે બચ્યાં છે. અને આટલું બધું કર્યા છતાં પણ મારી નોકરી ઇનામને યોગ્ય નહિ ગણાય?—આટલું બધું મેં દીવની શાહજાદી ગુલબદન માટેજ કર્યું છે, તે છતાં તમે આપેલું વચન તોડી એ ઇનામ ખાળી રાખશો ? મેં તમને મૃત્યુમાંથી બચાવ્યા છે. તમારી સુન્દરીઓની આબરૂનું સંરક્ષણ કર્યું છે, અને તમારા બાળકોની ગર્દનમારાઓની તલવારોથી બચાવી છે. આટલું બધું કામ કર્યા પછી પણ ખંભાતીઓ ? તમે મને મારી વિવાહિતા ગુલબદનથી દુર રાખશો અને મને સજા કરવાનો વિચાર દ્રઢજ રાખશો ?"

"જુવો ? આ તમારાં નામો ! આમાં અહિં હાજર છે તેમાંના કેટલા બધાનાં ખુન થાત ? જો અબદુલ તમારી નિદ્રાના વખતમાં જાગૃત ન રહયો હોતતો, તમારામાંના કેટલા આવતી કાલના સુર્યનાં દર્શન કરવા પામત ? આ નરાધમોનાં મોં તરફ જરા નજર ફેરવો; તેમના ચ્હેરાઓ ઉપરની દરેક લીટી ગુન્હાની કબુલત નથી કરતી ? તેમના મોં ઉપરથી એમ નથી લાગતું કે તેઓ ઇશ્વર અને પોતાના અંતઃકરણ બંનેની દૃષ્ટિમાં પાપી થઇ ચુકયા છે?—તેઓમાંથી એક પણ મોં જવાબ દેવાને અગર ગુન્હો ઇન્કાર કરવાને ઉઘાડે છે ? 'ના' કહેવાને તેઓ માથુ પણ જરાયે હલાવી શકે છે ? અરે ? તેથી પણ વધારે, હજી પણ આનાથીયે વધારે તેમના ગુન્હાનાં સાબીતી આપવાને હું તૈયાર છું."

તેણે તે આરોપીઓ તરફ જોયું. "સાંભળો—લક્ષ આપજો ?" તેણે કહ્યું, "તમારામાંથી જે પહેલ વહેલો અહિં આગળ આવીને પોતાનો ગુન્હો કબુલશે તેને હું તદન માફ કરવાને તૈયાર છું સઘળા દુરાચારોની માફી ? અને તે બાબત, હું ખુની અબદુલ, વચન આપુંછું ?"

તે સઘળા કાવતરાખોર ગૂપચૂપ ઉભાજ રહ્યા. એવામાં અચાનક દોલતચંદ આગળ આવ્યો અને ધ્રુજતો ધ્રુજતો નવાબના પગ આગળ ઘુંટણીએ પડયો.

"ખંભાતીઓ!" તે બોલી ઉઠયો, "અબદુલે જે કહ્યું છે તે તદન ખરૂંજ તે."

"એ ખોટું છે ? જુઠું છે"—ના અવાજો તહોમતદારો તરફથી એકદમ નીકળી આવ્યા.

"ચૂપ રહો ?" અબદુલે મોટા અવાજથી કહ્યું અને તેનાં મુખાકૃતિ ઉપર જે ગુસ્સાનાં ચિન્હ તરી આવ્યાં તેમણે સાંભળનારાઓનાં મન એકાએક ધ્રુજવી મૂકયાં; ચૂપ રહો ! હું કહું છું કે મુગા રહો; મને—અથવા તમારા ભોગરૂપ થઇ પડેલા મનુષ્યોનાં ભૂતનેજ સાંભળો હાજર થાઓ, આવો !" તેણે ગંભીર સ્વરની ગર્જનાઓથી મહેલ ગજાવી

મુકવા, "વખત થયો છે !"

તેણે ફરીથી એકવાર સીસોટી વગાડી. બારણું ઉઘડી ગયાં અને નવાબના ખેવાયેલા—ગૂમ થયેલા મિત્રો—માણેકચંદ, દયાલસિંહ, અને ખ્વાજાખાન અંદર ધસી આવ્યા. "આપણે ઠગાયા !" રહીમખાન બોલી ઉઠયો, અને તેણે કમ્મરમાં છુપાવી રાખેલું એક ખંજર ખુલ્લું કરી પોતાના પેટમાં છેક હાથા સુધી ખોસી દીધું અને હવે જે આનંદ અને હર્ષમય દેખાવ દૃષ્ટિ પ્રદેશમાં ઉત્પન્ન થયો તેનું કોણ વર્ણન કરી શકશે ? જેમને હવે આ દુનિયામાં તો કદી પણ મળવાનું નથી અને જે હમેશાંને માટે ગુમજ થયા છે એમ બહાદુરશાહ જાણતો હતો, તે મિત્રોને જ્યારે તે ભેટી પડયો ત્યારે તેની દહાડીના મહેતવાળ ઉપર થઈને હર્ષાશ્રુના વ્હેળા વેગથી દોડવા લાગ્યા; પોતાનો સરદાર, મિત્ર અને ભાઈરૂપે મળેલા નવાબને ભેટી પડતા તેને આટલો બધો ગળગળો થઈ ગયેલો જોઈ આ ત્રિપુટીની આંખો તથા ગાલ પણ ભીંજાયા વિના રહ્યા નહિ. જે મિત્રોને બેહસ્ત શિવાય બીજી કોઈ પણ જગોએ મળવાનું બહાદુરશાહને સ્વપ્ન સરખુંયે રહયું નહોતું તેમને ફરીથી અહિંજ મળી શકાયાથી તે ઘુંટણીએ પડી આર્દ્ર હૃદયથી સર્વ શક્તિમાન અને દીનબન્ધુ પરમેશ્વરનો ઉપકાર માનવા લાગ્યો. આ ચાર મિત્રો, જેઓ પોતાની જીંદગીનું યૌવન મુકુલ ખીલવાનીવખતેથીજ એક બીજાથી જુદા ન પડતાં હમેશાં સાથેજ મહાકાર્યો આદંભતા હતા; અને જેઓ પ્રૌઢાવસ્થાના મધ્યાન્હમાં પણ સહૃદયી બન્ધુઓથી વિખુટા ન થતાં પરાક્રમોનાં રણક્ષેત્રોમાં સાથેજ ઝુઝતા હતા; તેઓ હાલ તેમની વૃદ્ધવસ્થામાં જુદા પડી જઈ પાછા એકત્ર થયા, તે ઘટિકાનું અવર્ણનીય અંતર્ગત સુખ સર્વદા અનુભવજ સમજાવી શકશે. આસપાસ એકઠા થયેલા ખંભાતના સજ્જનો તથા સન્નારીઓ પણ અહિં આનંદ સરિતાના આવેલા પુરમાં કોઈ પ્રકારનો વિચાર પણ નહીં કરતાં, નિરાંતે તણાયે જતાં હતાં, અને આ ત્રણે ફરીથી હસ્તગત થયેલાં નરરત્નોના સંબંધીઓ તથા મિત્રમંડળ તેમને ખુશબખ્તી આપવા લાગ્યાં, આ પળના આનંદઓઘમાં બહાદુરશાહ અને મિત્રો શિવાય બીજું કાંઈજ લક્ષમાં રહ્યું નહિ; અને ગુન્હેગારોને મહેલમાંથી લઈ જવામાં આવ્યા તથા આત્મઘાતી રહીમખાનનું મડદુ ત્યાંથી ઉપાડી લઈ જવામાં આવ્યું, તેની કોઈને ખબર પણ પડી નહિ અને ગુલબદન પોતાના ખુબસુરત પ્રેમીના ખભાઉપર માથું નાંખી ડુસકે ડુસકાં ભરી રોતે રોતે હજારોવાર બોલાતી હતી—ત્યારે તો અબ્દુલ, ખુની નથીજ !' —તે પણ ખુદા શિવાય કોઈની દૃષ્ટિએ પડયું નહોતું. આખરે તેઓ સર્વ શાંત થતા

લાગ્યા–સહુએ આસપાસ જોવા માંડયું–અને દરેકના મોંમાંથી " ખંભાતના સંરક્ષકનો જય થાઓ એ !"—શબ્દો આકસ્મિકજ નીકળી પડયા અને તેમણે અબ્દુલની પ્રસંશાના વિજયધ્વનિથી આખો મહેલ ગજાવી મુક્યો; તથા અબદુલનું નામ પણ દરેક હૃદયની ઇશ્વર યાચનામાં ભેળાવા લાગ્યું.

જે અબદુલને ફક્ત કલાકેકજ ઉપર આખી સભાએ—આખઃ મંડળે સર્વાનુમતે જલ્લાદની તલવારને સ્વાધીન કરવાનું નક્કી કર્યું હતું તેજ અબદુલ હાલ ઉત્તમોત્તમ પ્રકારની પ્રસંશાનું પાત્ર તેની આસપાસ ઉભેલા નાગરિકો તથા બાનુઓને થઇ પડયો હતો; હવે ખંભાતના જે મહાન પુરૂષોની જીંદગીઓ તેણે બચાવી હતી, અને જે નવાબના ઉપર તેણે આટલો બધો ઉપકાર કર્યો હતો તે સર્વના કરતાં વધારે વંદનીય ગણાઇ દેવાતાઇ ફિરસ્તાની પેઠે શાન્ત ઉભો હતો; અને પોતાની પ્રીતી મુર્તિ તરફજ વહી રહેલી તેની દ્રષ્ટી ધારાજ ફક્ત બતાવી હતી કે; તેણે મનુષ્ય જાતિમાં રહી માનવોને માનનીય બનાવ્યા છે: તેની દ્રષ્ટી જે બાલાને માટે તેણે આટલું બધું સહન કર્યું હતું તેનીજ ઉપર ચ્હોટેલી હતી.

બહાદુરશાહે તેની તરફ ફરીથી પોતાનો હાથ લંબાવી કહ્યું, "અબદુલ !"

" મારૂં નામ અબદુલ નથી, " તેણે હસ્તે મ્હોંયે, નવાબના હાથ ઉપર નમ્રતા પૂર્વક ચુંબન કરી, જવાબ આપ્યો; " તેમજ હું અહમદનગરનો ફાઝિલ પણ નથી. હું સુરતનો એક અમીર છું અને મારૂં નામ પરવીઝ છે. મારા કટ્ટા દુષ્મન સરદાર ખિજરખાનનું મૃત્યુ હવે મારી જાત છુપી રહેવા દેવાનું નથી, "

" ખિજરખાન ! " બહાદુરશાહ ચિન્તાતુર ચહેરાથી બોલી ઉઠયો.

" બીશો નહિ. " અમીર પરવીઝે કહ્યું " એ ખરૂં છે કે ખિજરખાન મહારા હાથથીજ મૃત્યુ પામ્યો છે, પરન્તુ તે ન્યાયપુર્વક દ્વંદ્વ યુદ્ધમાંજ પડયો હતો. તેની સમશેરને લાગેલું લોહી મારા શરીરમાંજ વહેલું હતું અને અંતકાળ વખતે તેની મનોવૃતિઓએ તેની બુદ્ધિ સુધારી દીધી હતી. મારા નામ ઉપર જે જે ખોટા આરોપો દુસ્મનાઇથી મૂકી તેને તેણે કાળો ડાઘ લગાડેલો હતો તે બાબતના પોતાના વાંકની સંપુર્ણ કબુલત તેણે મને લખી આપી હતી અને મારી ખરેખરી નિર્દોષતા તેણે ખુલ્લી કરી હતી; તેણે વળી મારૂં દુષિત થએલું નામ પાછું શી રીતે નિર્મળ થાય તથા મારી સરકારે લીધેલા જાગીરો મને કેવી રીતે પાછી મળી શકશે. તે પણ બતાવ્યું હતું. હાલ તે તે સાધનો કયારનાંયે અમલમાં મુકી દેવામાંજ આવ્યાં છે અને ખિજરખાને મને કેવી રીતે દેશનિકાલ કરાવ્યો તથા મારા

નાશને માટે કેવા કેવા પ્રકારની યુક્તીઓ ગોઠવી હતી. જેને લીધે મારે મારૂં નામ મુકી દઇ હમેશાં છુપા વેશમાંજ ફરવું પડતું હતું તે તે સર્વ અત્યારે આખું સુરત ક્યારનુંએ જાણે છે. કેટલોક વખત આ તેમ આથડ્યા પછી હું ખંભાતમાં આવ્યો મારો દેખાવ એટલો બધો તો બદલાઇ ગયેલો હતો કે હવે મને પકડવાની અગર જણાઇ જવાની તો ધાસ્તી નહોતી; પરંતુ, ખરેખર આ તમારા ખંભાતના રસ્તાઓમાં ભુખે મરી જવાની તો બીક હતીજ. એવા વખતમાં મને જેમનાથી આખું ખંભાત નાશી ગયું હતું તે લુંટારાઓનો મેળાપ થયો. તેમનો પગ ખંભાતમાંથી કહાડવાને અને કાંઇક તેમની કટારોને ઉપયોગમાં રાખતા અમીરી હરામખોરો વિષે બધું જાણવાને હું તેમના મંડળમાં ભળ્યો. અહિં હું ફતેહ પામ્યો. મેં તેમના સરદારને ગુલબદનના દેખતાંજ ઠાર કર્યો અને બાકીનાઓને ન્યાયને સ્વાધીન કર્યા. હવે ખંભાતમાં હું એકજ ખુની રહ્યો. દરેક હરામખોરને પોતાનું કામ કરવા મારી મદદ લેવી પડતી. હાલ તમે જાણો છો તે તે સઘળી કાવતરાંખોરોની ખટપટો મારા જાણવામાં આવ્યું કે નવાબસાહેબના ત્રણે સલાહકારોનાં ખુન કરાવવાનું તેઓએ નક્કી કર્યું છે; અને તેમનો સંપુર્ણ રીતે મારા ઉપર વિશ્વાસ ચોટાડવાને એ લોકોને ખાત્રી કરી આપવાની જરૂર હતી કે તે સઘળા માણસોનાં ખુન મેં કર્યાં છે. આ વિચાર મેં મનમાં નક્કી કર્યો કે તરતજ ખ્વાઝાખાનને જણાવ્યો. તે અને ફક્તતેજ મારા આ કામમાં મદદગાર તથા સલાહકાર હતા, તેમણે મારી નવાબ સાહેબને પોતાના એક બેહસતનશીન દોસ્તના પુત્ર તરીકે ભલામણ કરી. તેમની સલાહ મને વારંવાર ઉપયોગની થઇ પડતી હતી. તેમણે મને ફક્ત બહાદુરશાહ અને તેમનાં ખાસ માણસોજ જઇ શકે એવી જગાઓ—ખાનગી મહેલો તથા બગિચાઓની કુંચીઓ મેળવી આપી; જેથી હું ઘણીવાર પકડાયા શિવાય છટકી જઇ શકતો; અને તેમણે મને રાજ્ય મહેલના કેટલાક ગુપ્ત માર્ગો પણ બતાવ્યા, જે રસ્તે થઇને ખુદ નવાબ સાહેબના ખાનગી ઓરડામાં પણ હું જઇ શકતો, જ્યારે તેમને છુપા રહેવાની વખત આવી ત્યારે તેમણે પોતે તો તેમ કરવાનું ઘણુંજ ખુશીના સાથે કબુલ કર્યું એટલુંજ નહિ પરન્તુ ફરીથી બહારઆવવાનો ભાગ્યશાળી દિવસ આવે ત્યાં સુધી માણેકચંદભાઇ તથા દયાલસિંહજીને પણ તેમણે સમજાવી છુપા રાખ્યા. તે લુંટારા હવે ખંભાતને તસ્દી આપે તેમ નથી; તે દગલબાજ કાવતરાંખોરો કેદમાં છે; અને મારી સઘળી મુરાદો હવે હાંસલ થઇ છે; માટે હવે ખંભાતીઓ! જો તમને યોગ્ય લાગતું હોય તો—હજી ખુની અબદુલ તમારી સમક્ષજ ઉભો છે,—તેને જલાદને સ્વાધીન કરી દો; હવે તેની ના નથી. ”

" જલ્લાદને સ્વાધીન ?" નવાબ, અમીરો તથા અમલદારો સઘળા સાથેજ બોલી ઉઠયા; અને દરેક મનુષ્ય તેનાં ઉપર સુચિત અદભુત પરાક્રમ વર્ણન રસમાં લુબ્ધ થઇ ગયું.

"ખરેખર અબદુલ!" આખરે આંખોમાંથી હર્ષનાં આંસુ લોહી નાંખતાં નવાબ બોલ્યો" તારા જેવો ખુની થવાને હું મારૂં તાજ પણ બરબાદ કરવા તૈયાર છું. તેં એક વખત મને કહ્યું હતું કે, 'નવાબ ! હું અને તું,— આપણે બે ખંભાતમાં મોટામાં મોટા માણસો છીએ; પણ ખરે નવાબ કરતાં ખુની કેટલો બધો વધારે મોટો છે ! ગુલબદન રૂપી રત્ન કરતાં મારી પાસે બીજું કાંઇક વધારે નથી; ગુલબદન મને શહેનશાહી તાજના કરતાં પણ વધારે પ્રિય છે; તે ગુલબદન તારીજ છે "

"અબદુલા" ગુલબદન બોલી અને તેણે પોતાનો હાથ તે ખુબસુરત ખુની તરફ લંબાવ્યો.

" ફતેહ ! " તે બોલ્યો," ગુલબદન ખરેખર ' ખુનીની દિલદારજ થઇ છે; અને તેણે તે પ્રિય પુર્ણ બાલિકાને આખા ખંભાતની સમક્ષ છાતી સરશી દાબી

## પ્રકરણ ૭ મું.

### છેવટ.

હવે આપણા વૃદ્ધ ભલા નવાબ તથા તેની મનોહર ભત્રીજીની પાસે બેસાડી અમીર પરવીઝની પાસે વાતો કહેવડાવવી એ તો તેમાં કાંઇ ખોટું ગણાશે નહિ. ખિજખાનના વૈરનું કારણ, અગીનાના મૃત્યુનું બયાન, પોતાના ઉપર મુકવામાં આવેલા આરોપોની હકીકત, તથા દુશ્મનોએ પોતાની પાછળ મોકલેલા મારાઓની તલવારોમાંથી ઉગરી જવાનું વર્ણન; તે ઠેકાણે ઠેકાણે કેવી રીતે ભટકતો હતો તે, અને પોતાના પ્રવાસમાં મધ્ય હિન્દુસ્થાનની એક ભટકતી નટ લોકોની ટોળી પાસેથી, પરવીઝનું નામ હમેશાં છુપાવી કોઇ ઘણોજ બુદ્ધિશાળી માણસ પણ ઓળખી શકે નહિ એવી રીતે વેશ બદલી શકવાની શાખી લીધેલી કળા તથા ધારણ કરેલું 'અબદુલ' નામ કેવી રીતે તેને લાભકારક થઇ પડયું તે; પછી તે કેવી રીતે પાછો ગુજરાત આવી પહોચ્યો, અને ખ્વાઝાખાનને મળી ફત્તેહ મેળવવાની યુકિત યોજી તે; ખ્વાઝાખાનની મારફત સુરતમાં તપાસ કરતાં માલમ પડયું કે લોકો તેને વહાણ બાગવાથી ડુબી ગયેલો ધારતા હતા અને તેથી હવે ખિજરખાન વગેરે તેના દુશ્મનો તથા સુરતનું રાજ્યમંડળ હવે તેને તદન ભુલીજ ગયું હોવું જોઇએ એવા વિચારથી ફકત સ્હેજજ ફેરફાર સાથે તેણે પાછું પોતાનું ખરૂં સ્વ-

૨૫, ખંભાતમાં ધારણ કર્યું તે; ખિજરખાનના અચાનક આવવા સંતાવું પડયું હતું અને પછી તેને એકલો મળતાં તેણે કરેલાં .વા શાનોને માટે તેની પાસે દ્વંદ્વ યુદ્ધની માગણી કરેલી, તથા જે ક યો જખ્મી થયેલો, છતાં તે યુદ્ધનું પરિણામ પોતાના લાભમાં આવ્યું તે જરખાનના મૃત્યુનો નવાબને બ્હીવરાવવાનો અને અબ્દુલને પકડવા ચનનો તથા રૂકનુદીનની ખટપટનો ગુલબદન મેળવવાને કેવી રીતે લાભ લઇ લીધો તે, રએને ગુલબદન સાહસિક ફાઝિલના બાહ્ય દેખાવ તેના ઉપર મોહિત થઇ જઈ ખુની અબ્દુલ તરીકે તેનો અસ્વીકાર ક તેને ધાસ્તી હતી તે; ખુનીના નામથી તેના પ્રેમની સંપૂર્ણ પરીક્ષા અને તેના હૃદયની પ્રેમવેદી ઉપર કેટલું અર્પણ કરવાની હિમત છે ને એવા નિશ્ચયો કરેલા તે; અને જો આ પરીક્ષામાં તે નિષ્ફળ થઇ હે વે અમિત મનની બાશેનો હમેશાંને માટે ત્યાગજ કરવો એ પણ નિશ્ચય, રેલો તે; તથા બીજા ઘણાયે કેમ, કેવી રીતે અને શાથી, જેમનું વર્ણન આ નહિ થઇ શકાયાથી મ્હારી વાર્તા તો અપુર્ણ રહેશે, પરન્તુ જેમનો સમા વેશ મ્હારી "અમીર પરવીઝ" નામની નવલકથામાં કરવાનો છું, સર્વની પૃછપરછ—વર્ણન તથા વાતો કયાગાં આખી રાત્રિ વહી ગઇ, બધા વિષે અહિં લખાણ કરવા જેટલી જગો હવે રહી નથી, માટે ૦ ચકો ક્ષમા કરશે એવી આશા રાખું છું. પરન્તુ હું 'અમીર પરવીઝ' વાર્તા લખવા માંડું તે પહેલાં બે સવાલ તો મ્હારે પુછવાજ પડશે.—

પહેલો.—'મેં જે રીતે આ વાર્તા લખી છે તે રીત ત્હમને પ પડે છે?"

બીજો.—"અને જો વાંચકોને તે રીત તો પસંદ પડીજ હોય, તેની વાર્તાઓના કથન કરતાં મ્હારો વખત બીજી કાંઇ વસ્તુમાં વ સારી રીતે ગાળી શકું?"

મને જ્યારે આ સવાલોના જવાબ મળશે ત્યારે ઘણું કરીને હું મ્હારી કલમ પાછી હાથમાં લઇશ. ત્યાં સુધી તો ત્યારે ગૃહસ્થો અને બાનુઓ! સલામાલેકુમ! દિવસનાં જાગૃત સ્વપ્નાં પણ રાત્રિએ ખુશકા ક પ્રકાશ રેલી, ત્હમારાં હૃદય જીવનોને આનન્દમય કરી નાંખો!

